છે; અને નાટક વખણાય તો તો ડાયરેક્ટરસાહેબને બઢાશે હાંકના સાંભળીએ છીએ કે "અમુક પ્રસંગ કે ગાયન, ટેબ્લો કે નાચ તો મારી સૂચનાથી મૂકવામા આવ્યા છે, નહિ તો નાટક કેમ વખણાય છે તેની મહાશયને (લેખકને) ખબર પડી જાત !

ઓપરા બુક ઉપર લેખકનું નામ છપાયુ હોય તો તો ઠીક છે કે છાપાવાળાઓ બેચાર લીટી પૂરતોયે લેખકને યશ આપે છે. નહિ તો એકલો, અટૂલો, અજાણ્યો ને ભવિષ્યમાયે કીર્તિની આશા વિનાનો બિચારો લેખક ઊંધે માથે ફરી નવા નાટકના વિચારમાં લાગી જાય છે.

જાહેર પ્રજાની નજરથી બહાર નાટકનાં અંતરનાટક તો અંદર ઘણાયે ભજવાય છે, પણ તે તો લેખકની કૃતિની માફક બહાર કદી આવવા પામતાં નથી.

આમ આપણી રગભૂમિનું રગશિયું ગાડું લેખકોને છૂંદતું, પીસતું, ધૂળ નીચે ઢાકતું વર્ષોથી ચાલ્યું જ આવે છે.

લેખકની આવી વિષમ સ્થિતિ હોવા છતાયે લેખકોએ જ આજ દિન સુધી રંગભૂમિની ઉત્તમ સેવાઓ કરેલી છે, ડૉ. યાજ્ઞિક સાહેબના શબ્દોમાં હું મારા શબ્દો ઉમેરુ તોઃ–કોઇ કોઈ દસ્કો જ નહિ પણ કોઈ કોઈ સળગ નાટ્યકૃતિઓ જ કલાના નમૂનારૂપે ગુર્જરગિરામાં લખાઈ છે અને તેટલી જ કુશળતાથી ભજવાઈ છે. કોઈ કોઈ લેખકે તો ગુજરાતમાં યુગપલટો પણ કરી બતાવ્યો છે, અને કોઈક લેખકની કૃતિ તો પોતાના જ અસ્તિત્વથી દશદશ વર્ષ આગળનું ભવિષ્ય ભાખી શકી છે, પરન્તુ દુર્ભાગ્યે તે નાટકો છપાયાં નથી અને તેથી જ તેની મૌલિકતાની ચર્ચા કે તેના લેખકની યોગ્યતા વિશે એક પણ શબ્દ પરિષદનાં વ્યાખ્યાનોમાં આપણને સાંભળવા મળી શકે તેમ નથી. આવી ચર્ચાની વાત તો આજે આપણે બાજુએ રાખીએ, પણ તેના લેખકો જ આજે આપણી સ્મૃતિપટ પરથી લુપ્ત થતા જાય છે. લેખકોને આથી વધારે મારો બીજો અન્યાય શો હોઈ શકે !

વળી જૂના, નવા—ગુજરાતના ભજવનારાઓનાં નામ સાથે પ્રમુખ સાહેબે જયશંકર 'સુંદરી' નું નામ પણ ગણાવ્યું છે. પરતુ આથી એક નમ્ર ખુલાસો કરી લઉં તો વિષયથી પર અગર અસ્થાને તો નહિ જ ગણાય કેઃ 'સુંદરી' શબ્દમાં સમગ્ર નારીજગતની કલ્પનાનો સમાસ થતો

કારણ? ભજવાતી નાટ્યકૃતિઓને અપ્રકટ અને અપ્રસિદ્ધ રાખવાની સંચાલકોની સંકુચિત મનોવૃત્તિ!

આપણી રંગભૂમિના સંચાલકોનાં સંકુચિત માનસને લીધે ગત પચાસ પોણોસો વર્ષોમાં ઉપર કહેલા લેખકો જેવા તો કેટલાયે લેખકો અને તેમની મૌલિક કૃતિઓ અંધકારમાં છુપાયાં છે ને હજી છુપાતા જાય છે અને જશે. ગુર્જર નાટ્યસાહિત્યની એ પાચસો કૃતિઓ આજે કયાંયે ધૂળ ખાતી પડી હશે! અરે, ત્યાંયે હશે કે નહિ તેનીયે કોણ ભાળ આપે તેમ છે?

ગૃહસ્થો, આથી આપ સહુને સમજાયું હશે કે આગળ જણાવેલાં "ભજવાતાં નાટકો સંપૂર્ણ છપાવી, પ્રસિદ્ધ કરવા માટે સંચાલકોને આ પરિષદનો આગ્રહ છે" એ ઠરાવ કેટલો ઉપયોગી ને અગત્યનો છે.

આ ઠરાવને મારા નમ્ર મત મુજબ રંગભૂમિના સંચાલક બંધુઓ અમલમાં મૂકે, તો આપણું ગુર્જર નાટ્યસાહિત્ય સમૃદ્ધ બની, પ્રાન્તીય નાટ્યસાહિત્ય આગળ સરખામણીમાં ઊભવા શક્તિશાળી અને નટો વગેરેની બેજવાબદારીઓ અટકી, લેખકને ન્યાય વિદ્વાન સાહિત્યાચાર્યોનો રંગભૂમિને લાભ મળે. તેમજ રંગ થતો ઇતિહાસ સળંગ જળવાઈ રહે. અસ્તુ!

———o——

# અર્વાચીન રંગભૂમિની સમીક્ષા

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનજી

[ ૧ ]

## દક્ષિણ હિંદની રંગભૂમિ

આપણા દેશના અભ્યાસમાં સૌથી રસમય એ તેની સંસ્કૃતિનો અભ્યાસ છે. હિંદની સંસ્કૃતિ કાલના કરાલ મુખમાંથી બચી છે તેમ બીજી કોઈ પણ પ્રજાની સંસ્કૃતિ બચી નથી. પ્રજાઓનો ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે.

આપણા દેશનું સાહિત્ય એ એક અગાધ અને અજબ ખાણ છે. તેમાં જઈ શોધનારને મનુષ્યજીવનની અતિ ઉમદા અને કીમતી વસ્તુઓ મળે છે.

આપણાં મહાભારત, રામાયણ અને બીજાં મહાકાવ્યોથી બધા મુગ્ધ થાય છે; અને આપણી સંસ્કૃતિનો પ્રવાહ આપણાં નાટકો, કાવ્યો અને ચિત્રોમાં અસ્ખલિત વહેતો જણાય છે.

દક્ષિણ હિંદમાં નાટયનો કેટલો વિકાસ થયો છે તથા આજના નાટયકારો દક્ષિણ હિંદની સંસ્કૃતિને કેટલી અને કેવી વ્યક્ત કરે છે તે બતાવવાનો આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે. દક્ષિણ હિંદમાં નાટયની શી સ્થિતિ છે તે જાણવી હોય તો જે જૂની પરંપરામાંથી તેને ઉત્પત્તિ મળી તે પરંપરાને જરા નિહાળવી પડશે. આપણાં નાટકોનો મુખ્ય ઉદ્દેશ એ ઉપદેશ આપવાનો છે. ભાસ, કાલિદાસ, ભવભૂતિથી માંડી હાલના દક્ષિણ હિંદના સમર્થ નાટયકાર પંડિત કૃષ્ણમાચાર્લુ સુધી બધાનાં નાટકોનાં લખાણોનો મધ્યવર્તી વિચાર એ "ઈશ્વર અને તેની લીલા" એ છે. હમણાં હમણાંથી જ સામાજિક નાટકો લખવા માંડયાં છે અને તેની ઊંડી છાપ સમાજ ઉપર પડે છે. આજની કેળવણી તથા બીજી સંસ્કૃતિના સપર્કથી "ઈશ્વર અને તેની લીલાએ" નાટકોમાંથી પોતાનું મુખ્ય સ્થાન થોડું ગુમાવ્યું છે, છતાં પણ ઈશ્વરને તેના આસન કે હોદ્દા પરથી ખસેડી શકાયો તો નથી જ. ધાર્મિક નાટકોમાં જોવા જતાં ટોળા ઉપરથી આ પુરવાર થાય છે. આમ હોવા છતાં પણ માત્ર ધાર્મિક નાટકોથી આપણું વળે તેમ નથી. આપણે તો આજની જરૂરિયાત પ્રમાણે નવું ઘડવાનું છે—સર્જવાનું છે. અલબત્ત

કારણ? ભજવાતી નાટ્યકૃતિઓને અપ્રકટ અને અપ્રસિદ્ધ રાખવાની સંચાલકોની સંકુચિત મનોવૃત્તિ!

આપણી રંગભૂમિના સંચાલકોનાં સંકુચિત માનસને લીધે ગત પચાસ પોણોસો વર્ષોમાં ઉપર કહેલા લેખકો જેવા તો કેટલાયે લેખકો અને તેમની મૌલિક કૃતિઓ અંધકારમાં છુપાયાં છે ને હજી જુપાતાં જાય છે અને જશે. ગુર્જર નાટ્યસાહિત્યની એ પાંચસો કૃતિઓ આજે ક્યાંયે ધૂળ ખાતી પડી હશે! અરે, ત્યાંયે હશે કે નહિ તેનીયે કોણ ભાળ આપે તેમ છે?

ગૃહસ્થો, આથી આપ સહુને સમજાયું હશે કે આગળ જણાવેલાં "ભજવાતાં નાટકો સંપૂર્ણ છપાવી, પ્રસિદ્ધ કરવા માટે સંચાલકોને આ પરિષદનો આગ્રહ છે" એ ઠરાવ કેટલો ઉપયોગી ને અગત્યનો છે.

આ ઠરાવને મારા નમ્ર મત મુજબ રંગભૂમિના સંચાલક બંધુઓ અમલમાં મૂકે, તો આપણું ગુર્જર નાટ્યસાહિત્ય સમૃદ્ધ બની, પરપ્રાન્તીય નાટ્યસાહિત્ય આગળ સરખામણીમાં ઊભવા શક્તિશાળી બને, અને નટો વગેરેની બેજવાબદારીઓ અટકી, લેખકને ન્યાય મળે. તથા વિદ્વાન સાહિત્યાચાર્યોનો રંગભૂમિને લાભ મળે. તેમજ રંગભૂમિનો લુપ્ત થતો ઇતિહાસ સળંગ જળવાઈ રહે. અસ્તુ!

———o——

# અર્વાચીન રંગભૂમિની સમીક્ષા

શ્રી. ચૈતન્યપ્રસાદ દીવાનજી

[ ૧ ]

## દક્ષિણ હિંદની રંગભૂમિ

**આ**પણા દેશના અભ્યાસમાં સૌથી રસમય એ તેની સંસ્કૃતિનો અભ્યાસ છે. હિંદની સંસ્કૃતિ કાલના કરાલ મુખમાંથી બચી છે તેમ બીજી કોઈ પણ પ્રજાની સંસ્કૃતિ બચી નથી. પ્રજાઓનો ઇતિહાસ તેની સાક્ષી પૂરે છે.

આપણા દેશનું સાહિત્ય એ એક અગાધ અને અજબ ખાણ છે. તેમાં જઈ શોધનારને મનુષ્યજીવનની અતિ ઉમદા અને કીમતી વસ્તુઓ મળે છે.

આપણાં મહાભારત, રામાયણ અને બીજાં મહાકાવ્યોથી બધા મુગ્ધ થાય છે; અને આપણી સંસ્કૃતિનો પ્રવાહ આપણાં નાટકો, કાવ્યો અને ચિત્રોમાં અસ્ખલિત વહેતો જણાય છે.

દક્ષિણ હિંદમાં નાટ્યનો કેટલો વિકાસ થયો છે તથા આજના નાટ્યકારો દક્ષિણ હિંદની સંસ્કૃતિને કેટલી અને કેવી વ્યક્ત કરે છે તે બતાવવાનો આ લેખનો મુખ્ય ઉદ્દેશ છે. દક્ષિણ હિંદમાં નાટ્યની શી સ્થિતિ છે તે જાણવી હોય તો જે જૂની પરંપરામાંથી તેને ઉત્પત્તિ મળી તે પરંપરાને જરા નિહાળવી પડશે. આપણાં નાટકોનો મુખ્ય ઉદ્દેશ એ ઉપદેશ આપવાનો છે. ભાસ, કાલિદાસ, ભવભૂતિથી માંડી હાલના દક્ષિણ હિંદના સમર્થ નાટ્યકાર પંડિત કૃષ્ણમાચાર્યુ સુધી બધાનાં નાટકોનાં લખાણોનો મધ્યવર્તી વિચાર એ "ઈશ્વર અને તેની લીલા" એ છે. હમણાં હમણાંથી જ સામાજિક નાટકો લખવા માંડયાં છે અને તેની ઊંડી છાપ સમાજ ઉપર પડે છે. આજની કેળવણી તથા બીજી સંસ્કૃતિના સંપર્કથી "ઈશ્વર અને તેની લીલાએ" નાટકોમાંથી પોતાનું મુખ્ય સ્થાન થોડું ગુમાવ્યું છે, છતાં પણ ઈશ્વરને તેના આસન કે હોદ્દા પરથી ખસેડી શકાયો તો નથી જ. ધાર્મિક નાટકોમાં જોવા જતાં ટોળાં ઉપરથી આ પુરવાર થાય છે. આમ હોવા છતાં પણ માત્ર ધાર્મિક નાટકોથી આપણું વળે તેમ નથી. આપણે તો આજની જરૂરિયાત પ્રમાણે નવું ઘડવાનું છે—સર્જવાનું છે. અલબત્ત

ભવિષ્યના નાટ્યની કે રંગભૂમિની મહાન ઇમારત એ ભૂતકાળના પાયા ઉપર જ રચાશે

આપણા નાટ્યના ઇતિહાસમા શ્રી ભરતમુનિ, ભાસ, શૂદ્રક, કાલિદાસ, શ્રીહર્ષ બાણ ભટ્ટનારાયણ વિશાખદત્તની જ ટરી નામાવલિ જૂના કાળથી તે છેક ઇ સ ની આઠમી સદી સુધી ચાલી આવેલી જણાય છે આ પછી ધનજયનું દશરૂપ —નાટ્યશાસ્ત્રનું જમરુ દોહન—આપણને મળ્યુ છે આના પછી ચૌદમી સદીથી ભક્તિપ્રધાન નાટકો લખનાર નાટ્યકારોની શાખા આગળ આવી પણ આથી નાટ્યકળાનો વધારે વિકાસ થયો નહિ

આમ દશરૂપે આપણને જૂની નાટ્યકળાની અદ્વિતીય પરંપરા આપી આપણી આ પરંપરા ખરેખર અદ્ભુત છે–મહાન છે, અને આપણું નવુ સર્જન તે આમાથી તાત્ત્વિક મુદ્દાઓને પાયા તરીકે વાપરીને જ થઈ શકશે

આપણી રંગભૂમિને આકર્ષક બનાવવામા રામાયણ મહાભારતનો પણ કાંઈ ઓછો હિસ્સો નથી

કાલિદાસ અને ભવભૂતિની ભવ્યતા અને તેમનો પ્રસાદ એ આજનો સંસ્કૃતથી અજ્ઞાન નર સમજી શક્યો નહિ આથી આજનો નવો પ્રકાર નાટ્યમા ઉત્પન્ન થયો

પૌરાણિક વાર્તાઓ અત્યારની પ્રજા સમજે તેવી રીતે નાટકરૂપે ગોઠવીને તથા સંગીતથી તેને મિશ્રિત કરીને આપવાનું શરૂ થયુ અને દક્ષિણ હિંદમા બેનારીના પંડિત શ્રી કૃષ્ણમાચાર્યુ આના આદ્યપ્રણેતા થયા અને એમના જબરા પ્રયત્નથી દક્ષિણ હિંદમા નાટ્યનો નવો યુગ જાગ્યો એમણે પુરાણની અને ધાર્મિક વાર્તાઓને કોઈ અનોખી રીતે રજૂ કરવા માડી, અને આથી દક્ષિણ હિંદની રંગભૂમિમા નવા પ્રાણનું સિંચન થયુ

એમણે નાટ્યનો અને તેમા રહેલા રસોનો બહુ જ ઝીણવટથી મેળ સાધ્યો

દક્ષિણ હિંદમા આંધ્રમા આમ એક બાજુ પંડિત કૃષ્ણમાચાર્યુ થયા તો બીજી બાજુ તામિલનાડમાં શ્રી સબધ મુદલીઆર જેવી સમર્થ વ્યક્તિ પણ થઈ પંડિત કૃષ્ણમાચાર્યુએ તેલુગુમા લખ્યુ ત્યારે શ્રી સબધ મુદલીઆરે તામિલમા બન્ને નાટ્યના પ્રખર અભ્યાસી તેવા જ સારા નટ

શ્રી સંબધની વિશિષ્ટતા એ છે કે જ્યારે શ્રી કૃષ્ણમાચાર્યુ ધાર્મિક અને પૌરાણિક નાટકો લખે છે ત્યારે એ સામાજિક નાટકો લખે છે વળી એમના નાટકોમા સંગીતને બીજુ સ્થાન મળ્યુ છે એમની લોકપ્રિયતા એ એમની લાક્ષણિક રીત છે કે જે વડે તેઓ તેમના નાટકોમા મનુષ્યના

ચિત્તની એકાદ બાજુ એવી આબાદ રીતે રજૂ કરે છે કે જેથી મનુષ્યજીવન ઉપર કાંઈ જુદો જ પ્રકાશ પડે.

શ્રી. કૃષ્ણમાચાર્લુ પછી ઘણા જ નાટ્યકારો થયા કે જેમણે આંધ્રના સમાજજીવનને પોતાનાં નાટકોનો વિષય બનાવ્યો અને આમ તેલુગુ સાહિત્ય સમૃદ્ધ બન્યું.

વીરમલિંગમ્ પંતુલુના લખાણુમાં નીતરતા સામાજિક અન્યાયો તરફના બળવાએ મોટે ભાગે, આંધ્રના બધા જ નાટ્યકારોને સામાજિક જીવન તરફ જ (લખાણમા) પ્રેર્યા અને આમ નાટ્યમાં આંધ્ર દેશે માર્ગદર્શન કર્યું. જ્યારે તામિલનાડમા કમનસીબે વાત જુદી છે.

રંગભૂમિ માત્ર ધંધાદારી થઈ છે અને આમ તેની કાંઈ પણ સામાજિક ઉપયોગિતા રહી નથી. તે તો માત્ર ઠઠ્ઠા, હાસ્ય અને પોકળતાને વ્યક્ત કરે છે. ધમાધમ, કાવાદાવા એ જ હાલની રંગભૂમિની મુખ્ય વસ્તુ બની છે. ભૂતકાળની પરંપરાથી ઊતરી આવેલ અમૂલ્ય વસ્તુ આમ ધંધાદારીઓના હાથે ધૂળમા પડી છે અને ખોવાઈ ગઈ છે. રંગભૂમિ આજે તામિલનાડમાં અધોગતિને પામી છે. ધંધાદારી નટોને કેળવણી મળી નથી. તેથી તે અજ્ઞાન છે, અને તેથી જ રંગભૂમિ પણ આ સ્થિતિમાં છે.

આના ઉદ્ધારની–પુનઃસર્જનની આવશ્યકતા હવે તીવ્રપણે બધાને લાગવા માંડી છે. તદ્દન નવા સર્જન સિવાય તેનો ઉદ્ધાર અશક્ય છે. બેલારીના શ્રી. રાઘવચાર્લુ જેવા રંગભૂમિની મદદે આવ્યા છે તેઓ નાટ્યશાસ્ત્રના ઊંડા અભ્યાસી છે તેમજ એક મહાન નટ પણ છે. તેમણે રંગભૂમિને લોકોની વિદ્યાપીઠ માની છે. એઓને શ્રી. કૃષ્ણમાચાર્લુ જેવા પાસે આ વિષયમાં તાલીમ મળી છે, એઓ 'શેકસપીરિયન એક્ટર' તરીકે પણ ખૂબ પ્રખ્યાતિ પામ્યા છે. અને એમણે દક્ષિણ હિંદની રંગભૂમિ ઉદ્ધારવાની હામ ભીડી છે.

આ સિવાય 'એમેચ્યોર,' ધંધાદારી નહિ તેવાં, શિક્ષિત મંડળો તરફથી રંગભૂમિઓ સ્થપાય છે, અને આમાં "સગુણ સભા" જેવી સભા (કે જેના મુખ્ય પુરુષ શ્રી. ગંબંધ મુદલીઆર છે.) તેઓ પણ ખૂબ મદદ કરે છે, અને ક્ષિતિજ ઉપર નવી રંગભૂમિના ઉદયનાં સ્પષ્ટ ચિહ્નો જણાય છે.*

* બી. ભાસ્કરના 'દક્ષિણ હિંદની રંગભૂમિ'ના આધારે.

## [ ૨ ]

## બંગાળી નાટક

[ 'બગાળી ડ્રામા'ના એ નામના શ્રી પી ગુહા ઠાકુરના પુસ્તકના શ્રી સી કુન્દન શાહે કરેલા રીવ્યુના આધારે ]

આ ચોપડીનું પૂરુ નામ બગાળી નાટક, તેનુ મૂળ અને વિકાસ' છે આ લેખકે પીએચ ડીની ડીગ્રી લેવા માટે આ ચોપડી તૈયાર કરી છે લડન યુનિવર્સિટીએ આ સ્વીકારી અને કેંચ ટ્રુમનર કપનીએ તેને છપાવી એ જ તેનો ગુણ બતાવી આપે છે નાટકની માહિતી મેળવનાર વિદ્યાર્થીઓ માટે આ પુસ્તક બહુ ઉપયોગી છે

આ પુસ્તક ૭ મુખ્ય ભાગમા વહેચાઈ ગયુ છે પહેલા પ્રસ્તાવનાના ભાગમા લેખક બગાળની "જાત્રા"નું વર્ણન કરે છે અને તેમ કરવામા પૂરતી માહિતી અને પ્રમાણોના અભાવે લેખક આ વિષયને ન્યાય નથી કરી શકયા જાનાતી જે જે માહિતી ઉપલબ્ધ છે, તે સઘળી ગયા સૈકાની શરૂઆતની છે, અને તેથી બગાળના લોકોની રગભૂમિનું સળગ વર્ણન કરવુ એ અઘરુ છે હાલમા જે જાત્રાઓ જોવામા આવે છે, તે બધી વૈષ્ણવ ધર્મની છે જૂના બગાળમા કોઈપણ પ્રકારની સારી રગભૂમિ તો હરો જ જેનું કાળે કરીને પતન થયુ અને વૈષ્ણવોની અસર તળે તે પાછુ સ્થપાયુ મૂળ સ્થિતિમા બગાળની રગભૂમિ કેવી હશે તેની કઈ ઐતિહાસિક માહિતી મળતી નથી જાત્રા એ કઈ રગભૂમિ ન કહેવાય મદિરોના ઉત્સવોમા દેવનો વરઘોડો ચઢે છે તે વખતે વરઘોડામા નહિ પણ તે નિમિત્તે અમુક પ્રકારના આખ્યાનો, વાર્તાઓ, કે નાટકો ભજવાતા બગાળના જેવી જાત્રા ખાસ કરીને મથુરામા છે

જૂના વખતથી આપણા ધર્મના બે ફાટા પડેલા છે એક કર્મકાડનો અને બીજો જ્ઞાનનો કર્મકાડમા મૂર્તિપૂજા હતી અને રગભૂમિનો સબધ આ મદિરોમાની મૂર્તિપૂજાઓ સાથે ઘણો ગાઢ હોવો જોઈએ ધર્મનો આ ફાટો બૌદ્ધમત અને જૈનમતથી વધારે મહત્ત્વનો ગણાયો, અને એ વખતના નાટકોમા ખાસ કરીને રગભૂમિમા બૌદ્ધમતની અસર ઘણી દેખાય છે દેવતાનું પૂજન મદિરોમા મૂર્તિપૂજા મારફતે થતું અને બહાર લોકોમા આ કામમા કેળવાયેલા નટો મારફતે રગભૂમિ ઉપર દેવોના આખ્યાનો ભજવીને કરવામા આવતુ જૂના વખતમા આવા નાટકો ભજવવાના ઘણા પ્રકારો હોવા જોઈએ (૧) એકાદ નટ થોડો વેશ પહેરીને રગભૂમિ ઉપર આવી દેવોનું આખ્યાન લોકોને કહી બતાવે (૨) આ ધધામા ખાસ કેળવાયેલા

નટો દેવનાં આખ્યાનો સંગીતના અભિનય સાથે લોકો આગળ કહેતા. (૩) નટો આ આખ્યાનો માત્ર વાર્તાલાપની રીતે અને અભિનય સાથે કહેતા. (૪) આવા નટોના (કે જેમની એક જુદી જ્ઞાતિ હોવી જોઈએ) આવી જાતનાં નાટકો તે બીજા નટો તથા ખાનગી ભજવનારાઓથી જુદા સાહિત્યની દૃષ્ટિએ તથા કલાની દૃષ્ટિએ આની કક્ષા ઘણી નીચી હશે. આખા હિંદમાં ઓછાવત્તા પ્રમાણમાં આવી પ્રથાઓ હતી. બંગાળની જાત્રાના પ્રકારનો ઐતિહાસિક ક્રમ અને વિકાસ જાણવો હોય તો બંગાળ સાથે સંસ્કૃતિના તથા બીજા સંબંધમાં આવેલા પ્રાન્તોની રંગભૂમિની માહિતી પણ મેળવવી જોઈએ.

આ પુસ્તકનો બીજો વિભાગ "હાલનું બંગાળી નાટક તથા તેની શરૂઆત' વિષે છે. અહીંયાં લેખક રંગભૂમિ ઉપર ચાલતા હોય તેમ જણાય છે. શરૂઆતમાં કલકત્તાની રંગભૂમિ ઉપર અંગ્રેજો તથા અંગ્રેજીની અસર વર્ણવે છે. બંગાળીઓએ આ વખતે અંગ્રેજી નાટકો ભજવવા માંડ્યાં. અંગ્રેજ અને અંગ્રેજીની પહેલી અસર બંગાળની તે વખતની રંગભૂમિ ઉપર પક્ષાઘાત જેવી હતી. આ પછી થોડો વખત માત્ર આનુ અનુકરણ ચાલ્યું પણ સુભાગ્યે પછીથી થોડો ફેરફાર થવા પામ્યો અને નવો યુગ શરૂ થયો. આ યુગનું પહેલું ચિહ્ન એ જૂના સંસ્કૃત નાટકો અને તે ભજવવાની રીતનો અભ્યાસ હતો, અને બીજુ ચિહ્ન એ આ વિષયના યુરોપિયન વિચારોને ખરેખર સમજી લઈ તેને ઉપયોગમાં લેવાનો હતો. સંસ્કૃત નાટકો બંગાળીમાં ઉતારવામાં આવ્યાં, બંગાળીઓ તે ભજવવા લાગ્યા. આમ આધુનિક બંગાળી નાટક અને રંગભૂમિનો પાયો નંખાયો.

આધુનિક બંગાળી રંગભૂમિના વિકાસનાં ચાર પગથિયાં છે. પહેલું પગથિયું તે બેલગાચીઆની રંગભૂમિ. અહીં સંસ્કૃત નાટક "રત્નાવલિ" બહુ જાણીતા, પ્રતિષ્ઠિત અને શિક્ષિત લોકો આગળ પહેલી જ વાર ભજવવામાં આવ્યું. બંગાળના પ્રખ્યાત કવિ માયકલ મધુસૂદન દત્તે આ પ્રવૃત્તિને ઘણી મદદ કરી અને ઘણો વેગ આપ્યો. બેલગાચીઆ રંગભૂમિ માટે તેમણે 'શર્મિષ્ઠા" નામનું નાટક લખ્યું અને તેથી પોતે બહુ પ્રખ્યાતિ પામ્યા. આ પછી તેમણે "પદ્માવતી" અને "કૃષ્ણાકુમારી" એમ બે ગંભીર નાટકો પણ લખ્યાં. તેમનાં નાટકોની વિશેષતા એ છે કે તેમણે જૂનાં નાટકોની રીતિનાં રૂઢિબંધનો તોડ્યાં છે. એમના ઉપરની પશ્ચિમની સંસ્કૃતિની અસર તેમનાં નાટકોમાં સ્પષ્ટ જણાઈ

આવે છે બેલગાચીઆની પછી બીજી રંગભૂમિઓ પણ સ્થપાઈ તેમાની ખાસ જાણીતી "બાઉબઝાર"ની રંગભૂમિ આ રંગભૂમિ સાથે મુખ્યત્વે કરીને બંગાળી નાટિકા "મનમોહન બસુ"નું નામ સુવિખ્યાતિને પામ્યુ બગાળી રંગભૂમિના વિકાસના પગથિયામા આ પછી ગિરીશચદ્ર ઘોષ અને દીનબંધુ મિત્રના નામો આવે છે આ બન્નેના નાટકો નેશનલ થિયેટરમા ભજવાતા બન્ન સમર્થ નાટ્યકારો હતા અને બન્નએ ઘણા નાટકો લખ્યા છે ગિરીશચદ્ર ઘોષ એ પ્રખ્યાત નટ હતા અને તેમણે નાટકકાર તરીકે પણ ખ્યાતિ મેળવી હતી તેઓ જ્યારે નાટક લખતા ત્યારે તેમની આખ રંગભૂમિ ઉપર રાખીને નહોતા લખતા તેમના નાટકોમા તેઓ ગીતો, મિશ્ર કથા તથા વચમા વચમા હાસ્યના ટુચકાઓ પણ મૂકતા આ તેમની વિશેષતા હતી

દીનબંધુ મિત્ર એ સમાજના રીતરિવાજો અને રૂઢિઓને બહુ ઝીણી નજરે જોનાર હતા તથા એમની આજુબાજુ જે જીવનમા દરરોજ બનાવો બનતા તેને પણ તે ઝીણવટથી નિહાળનારા હતા તેઓ જન્મથી જ હાસ્ય-રસના સેવક હતા પણ કેટલીકવાર તેમનો હાસ્યરસ એ ગ્રામ્ય અને હલકો થઈ જતો આથી તેમના હાસ્યપ્રધાન નાટકો લોકપ્રિય ન થયા

આધુનિક બગાળી રંગભૂમિને ઘડવામા શ્રી ગિરિશચદ્ર ઘોષે જબરો ભાગ ભજવ્યો છે એમના પુરોગામીઓએ બગાળી રંગભૂમિના ઉદ્દ્ભવના ઝાખા દર્શન જ કરેલા પણ એમને તો વર્ષોની ધીરજવાળી મહેનતથી આ ઝાખા દર્શનને દેદીપ્યમાન બનાવ્યુ છે આ વખતે બે દાયકાઓ સુધી બગાળની રંગભૂમિમા જે જે સુધારાવધારા થયા તે બધા આ સમર્થ વ્યક્તિના ભગીરથ શ્રમને આભારી છે અને આમ તેમણે બગાળી રંગભૂમિને કલાની ભૂમિકા ઉપર ચઢાવી

આ પછી વિકાસના ત્રીજા પગથિયામા આવે છે દ્વિજેન્દ્રલાલ રોય તે વખતે ચાલતા સ્વદેશી આંદોલનની તેમના ઉપર ઘણી ઊડી અસર થયેલી, પણ તેમને તે વખતે પણ પ્રતીતિ થઈ ગયેલી કે હિંદુધર્મમા જે કઈ છે તે બધુયે સારુ નથી અને માત્ર રાષ્ટ્રવાદ હિંદુસ્તાનને ઉચે નહીં લઈ જાય એમણે નાટકો ખૂબ લખ્યા 'દુર્ગાદાસ", 'નૂરજહાન' 'મેવાડપતન', "શાહજહાન", ' ચદ્રગુપ્ત" અને ' ગગા પ્રતાપ" વિગેરે ઐતિહાસિક નાટકો સુવિખ્યાત છે દ્વિજેન્દ્ર રાયની વિશેષતા એ હતી કે તેઓ ઐતિહાસિક પાત્રોને એક આદર્શમા ગોઠવતા નાટકની અદર રૂઢિ માટે તેમને માન ન હતું બગાળની રાષ્ટ્રીય જાગૃતિમા એમણે એમના લખાણોથી ખૂબ વેગ આપ્યો

## [ ૩ ]

## મરાઠી નાટક*

મરાઠી સાહિત્ય જે આજે જોવામાં આવે છે તે અને મરાઠી સાહિત્ય પહેલાંનું, તેના વિકાસનાં જુદાંજુદાં પગથિયાં, એ બધુ જો ધ્યાનમા લઈએ તો બન્નેમાં ઘણો તફાવત જણાશે જૂનું ગદ્ય અને પદ્ય એ મહારાષ્ટ્રના સંતોને આભારી છે અને તેની અસર મહારાષ્ટ્રના લોકો અને તેની સંસ્કૃતિ ઉપર સ્પષ્ટપણે જણાઈ આવે છે. આ સતોના ભક્તિમાર્ગનું તત્ત્વજ્ઞાન અને પવિત્ર જીવન એ ઘણાં જ દેદીપ્યમાન છે. જ્ઞાનદેવ, તુકારામ, એકનાથ, જ્ઞાનેશ્વર, મહીપતિ, મોરોપંત અને મુકતેશ્વરનાં નામોથી કોણ અજાણ છે?

આ વખતના સાહિત્યનો ઐતિહાસિક ક્રમ અને વિકાસ તારવવાનું અઘરું છે, પણ એટલું જરૂર કહેવાય કે પોતાની સ્વતત્ર વિશેષતા તેણે જાળવી રાખી છે. મહારાષ્ટ્રનો મુસલમાનોનો સામનો અને શિવાજીએ શરૂ કરેલી નવી રાજ્યપ્રથા કે જેમાં સાહિત્યને પણ એક ઊંચુ સ્થાન હતું. આ બધાએ એક આદર્શ ઊભો કર્યો, અને આમ સતવાણી ઉપર અતિ આદર હોવા છતાં પણ આ નવા આદર્શે જ્ઞાનપિપાસા વધારી. આને પરિણામે લખાણનું ખેડાણ થયુ કે જેમાથી આધુનિક ગદ્ય, પદ્ય અને નાટક જન્મ્યાં. પરંતુ શિવાજીના રાજ્યમાં અવિરત લડાઈઓનુ જ વાતાવરણ હોવાથી અને તે પછી પણ તેમ જ હોવાથી સાહિત્યની પ્રગતિ ટકાવી રાખવાનું અશક્ય બન્યું અને આમ આપણે પેશવાઓના કાળ સુધી આવી પહોચીએ છીએ.

મહાન શિવાજીની નિયમન અને વ્યવસ્થાશક્તિનાં ફળ પેશવાને મળ્યાં, અને પહેલી જ વાર લોકો શાતિ અને સહીસલામતી અનુભવવા લાગ્યા. પેશવાના સો વર્ષના કાળમાં તેમનો દરબાર પંડિતો, દરબારીઓ, રાજ્યપુરુષો, નીતિજ્ઞો વગેરેનું મળવાનું સ્થાન બન્યો, અને સમાજે નવુ રૂપ ધારણ કર્યું. ધર્મસાહિત્યનો વિકાસ ખૂબ વધાર્યો.

મહારાષ્ટ્રમાં રંગભૂમિ એ શરૂઆતમાં ધર્મ સાથે સંકળાયેલી વસ્તુ હતી. ઉત્સવોમાં કોઈ દેવનુ આખ્યાન ભજવાતુ આ પ્રયત્નો ઘણા જ આરમ્ભ હતા. બે મશાલો બે બાજુ સળગતી હોય અને આખુ વાતાવરણ તેલની ગંધ અને ધુમાડાથી ભરાઈ ગયું હોય, એમા આ આખ્યાનો ભજવાતા. આ બધુ ભજવવાને સાધનો ઘણા જ થોડાં ઉપયોગમા લેવામા આવતાં. આ "લલિત" એ નામથી જાણીતા હતાં આમાં આનદ કે હાસ્યનો અંશ પણ

* [illegible]

અને હલકા રસોનું મિશ્રણ જોવામાં ન આવે, અને ઘણે મોટે ભાગે ગ્રામ્ય
ખીચડી જ આમાં થતી.

આ પછી મુસલમાનોની અસરથી તમાશાઓ શરૂ થયા અને એની સાથે સંગીત પણ આવ્યું. વાદ્યો તરીકે નરઘાં અને સારંગી વપરાવા લાગ્યાં. આ પછી નાચ આવ્યો, અને છોકરાઓએ પણ નાચવાનું શીખવા માંડયું. આ નાચતમાશા લગભગ પેશવાના રાજ્યના આખાયે સમયમાં ચાલુ હતા. પેશવા બાજીરાવ છેલ્લાનો સમય ઘણો સ્મરણીય છે. એના વખતમાં જ મરાઠા રાજ્ય એક અને અવિભક્ત ગણાતું મટયું અને આખાએ વાતાવરણમાં અધઃપતન સિવાય કાંઈ પણ બીજું હતું નહિ પેશવાનો દરબાર રખડેલા, ઉડાઉગીરો, તાલીમબાજો અને ગણિયાઓ અને વેશ્યાઓને મળવાનું સ્થાન બની રહ્યો. નાચતમાશામાંથી કમાનારાઓ ખૂબ કમાવા પણ લાગ્યા. રાતે દીવામાં અત્તર બળાતાં. શરણાઈ અને નોબતના ધ્વનિથી બધું ગાજી રહેતું. અને 'ગોંધળી' પણ પાછી લોકપ્રિય થઈ. પૂના જે કરે તેને આખું મહારાષ્ટ્ર આંખો મીંચીને અનુસરતું. આમાં રામજોષી જેવાએ વચ્ચે વચ્ચે સારા પ્રયત્નો પણ આદરેલા અને આનંદ સાથે ઉપદેશ મળે એવાં આખ્યાનો ભજવવાનાં એમણે શરૂ કરેલાં.

લલિત, તમાશા ઉપરાંત ગોંધળીએ પણ જૂની ગ્રામ્ય મરાઠી રંગભૂમિને સારી મદદ કરેલી. ગોંધળીવાળા આબાદ ચાળા પાડનારા પણ હતા (mimics) અને એમનો વિષય એ કાંઈ ધાર્મિક કે પૌરાણિક હોય નહિ. આમ તે લલિતથી જુદું ગણાતું. ગોંધળીવાળા સમાજની પ્રચલિત રીતોના આબાદ ચાળા પાડી બતાવતા અને એમનાં ગીતો ખૂબ જોરથી ગાવામાં આવતાં અને આથી એ લોકપ્રિય હતા.

આ સિવાય આ વખતમાં જે ગીતો ગવાતાં તે 'પોવાડા' તરીકે જાણીતાં થયાં. ઈ. સ. ૧૮૨૭ માં મરાઠા રાજ્ય તૂટયું અને નાબૂદ થયું ત્યાં સુધી-ઇ. સ. ૧૮૪૨ સુધી અંધાધૂંધીનો વચલા ગાળાનો સમય રહ્યો.

ઈ. સ. ૧૮૪૨ માં નવી વસ્તુસ્થિતિએ દેખાવ દીધો અને સાંગલીમાં રંગભૂમિ ઉપર પહેલું મરાઠી નાટક ભજવાયું. 'કૃષ્ણ-પારિજાત' તથા કર્ણાટકમાં ભજવાતાં નાટકોના જેવું આ નાટક હતું. જોકે સંગીત સારું હતું છતાં આ પણ માત્ર એક બિનઅનુભવી અને શરૂઆતનો પ્રયત્ન ગણાય. જોવા ગયેલાં માણસો કંટાળી ગયેલાં, તેમાંની ભાષા વિચિત્ર હતી, અને નટોના હાવભાવ તથા અભિનય અર્થશૂન્ય હતા.

આમ છતાં સાંગલીના રાજાને લાગ્યું કે આને સુધારી શકાય અને એથી એમણે એમના માણસોમાંથી એક મિ. ભાવેને મરાઠીમાં એક નાટક ભજવવાનું કામ સોંપ્યું, અને મિ. ભાવેએ તૈયાર કરેલું "સીતાસ્વયંવર' ભજવાયું. એ ખરી રીતે મરાઠી રંગભૂમિનું પહેલું નાટક ગણાય. આ ઇ. સ. ૧૮૪૩માં ભજવાયું.

પરંતુ આ પ્રયત્ન નિષ્ફળ નીવડયો આવાં નાટકોમાં ભાગ લેનારનો જ્ઞાતિમાં બહિષ્કાર થયો અને આથી એક મોટો ઊહાપોહ જાગ્યો કોઈ પણ સારો માણસ આમાં ભાગ ન લે એવો સમાજનો નિયમ થયો. આખરે સમર્થ પંડિત ગોપીનાથ શાસ્ત્રી મદદે આવ્યા અને એમણે બધા પંડિતોને તેમજ બીજા બધાને શાસ્ત્રાનુસાર સાબિત કરી બતાવ્યુ કે નાટક ભજવવાં, બહાર પાડવાં, કે તે ભજવવામાં નટ તરીકે ભાગ લેવો તેમાં કાંઈ પણ હલકુ નથી. આમ મિ. ભાવેને ખૂબ ટેકો મળ્યો.

મિ. ભાવેનો નાટક ભજવવાનો ક્રમ કાંઈક આવો હતો. પહેલો સૂત્રધાર આવી એની પત્ની સાથે વાત કરતો. તે આવીને નાટકની વસ્તુનો નિર્દેશ કરે. પછી વિદૂષક આવે, નાચે અને હસાવે. પ્રાર્થના સરસ્વતીની, અને આ પછી નાટક શરૂ થાય તે ઠેઠ સવારે પૂરુ થાય. આમા પણ નાટકની વસ્તુ એ દેવદાનવયુદ્ધ કે કોઈ દેવની વાર્તા જ. આમાં ધાંટાધાંટ પણ ખૂબ જ થાય, અને પાત્રો ભાંગેલી ખુરશીઓ બેસવા વાપરે, તેથી બધુ ઘણુ crude લાગતું.

આમાં વસ્તુ પૌરાણિક હોવા છતાં પણ લલિત અને તમાશાથી આ ઘણું જ જુદુ અને સારુ હતું. તેનાથી એ ચાર પગથિયાં ઊંચી ભૂમિકા ઉપર આ હતુ. આમ મિ. ભાવે કમાયા પણ સારુ અને આઠદસ વરસે સાગલીના રાજાના મરણ પછી તે સાંગલી છોડી કોલ્હાપુર ગયા. આ પછી તે પૂને આવ્યા. ત્યાં તેમને 'કેશવ લક્ષ્મણ છત્રે" તથા "વિષ્ણુશાસ્ત્રી ચિપલુણકર" જેવા મહાપુરષો સાથે ઓળખાણ થઈ અને તેઓએ આ પ્રવૃત્તિમા ખૂબ મદદ કરી. આ પછી મિ. ભાવે મુંબઈ આવ્યા. ત્યા માત્ર એક જ 'થિયેટર' હતું, કે જે સારું ગણાતું. નાનાશંકર શેઠ, ડૉ. ભાઉ દાજી અને સર જમશેદજી જીજીભાઈ જેવાની સહાયથી પોતાનું નાટક આ થિયેટરમાં ભજવ્યું, અને આમાં તેમને માત્ર રૂ ૨૫૦) ખોટ ગઈ. આ પછી મિ. ભાવેને ઇંગ્લાંડ મોકલવાનો ખૂબ પ્રયત્ન થયો, પણ તેઓ ગયા નહિ અને આખરે તેઓ ઈ. સ. ૧૯૦૧માં દેવલોક પામ્યા એમના મરણ પછી આખાયે મહારાષ્ટ્રમાં નાનીમોટી ઘણી નાટક કંપનીઓ થઈ છે.

મુંબઈ યુનિવર્સિટી સ્થપાયાની સાથે એમેચ્યોર નાટકો બહુ થવા માંડ્યા. ઘણી કોલેજોમાં વિદ્યાર્થીઓ નાટકો ભજવતા. એલ્ફીન્સ્ટન કોલેજમાં 'કાલિદાસ એલ્ફીન્સ્ટન સોસાયટી' શરૂ થઈ અને તેણે 'શકુન્તલા' ભજવ્યું.

"ભીમ એલ્સીઆમે" અને "પ્લેઅર કલાઉ" આ અરસામા મુંબઈમાં આવ્યાં. તેમણે પૂનામા ડેક્કન કોલેજમાં પોતાના નાટકો ભજવ્યા. આથી ખૂબ રસ વધ્યો અને ઉત્સાહ જાગૃત થયો આની અસરથી સંસ્કૃત નાટકો 'મૃચ્છકટિક' અને 'મુદ્રારાક્ષસ' જેવા ભજવવાના સાગ પ્રયત્નો થયા.

આ પછી તરજુમ યુગ આવ્યો શેક્સપિયર, મોલિયર, શેરીડનનાં નાટકો મરાઠીમા સારી રીતે ઉતારવામા આવ્યા અને રંગભૂમિની "ટેકનીક" મા પણ ખૂબ ફેરફાર કરવામા આવ્યો રાજારામ કોલેજમાં કોલ્હાપુરના પ્રિન્સિપાલ મિ કેન્ડી આમા ખૂબ સૂચનો આપી માર્ગદર્શક થયેલા અને એમના હાથ તળે યુવાનોએ આવાં નાટકો ભજવવાનું આદર્યું.

'શાહુનગરવાસી મંડળી'એ શેક્સપિયરનાં નાટકો ભજવવામાં નામના મેળવી Taming of the Shrew, 'Hamlet' નો તરજુમો મરાઠીમાં બહુ સારો થયો અને તે ભજવાયો પણ સરસ રીતે આ મંડળીએ ગણપતરાવ બળવતરાવ જેવા સમર્થ નટો ઉત્પન્ન કર્યા.

આ પછી ઐતિહાસિક નાટકો ઉપરાઉપરી આવ્યાં. રાણી લક્ષ્મીબાઈની વીર વાર્તા, નારાયણરાવ પેશવાનું ખૂન, વગેરે ઐતિહાસિક પ્રસંગો નાટકોમાં આલેખાયા અને ખૂબ લોકપ્રિય બન્યા

"બાજીરાવ અને મસ્તાની", "બાજી દેશપાંડે", "રાણા ભીમદેવ" વગેરે નાટકો બહુ વખણાયા

આ સમયમા જ સંસારસુધારકોએ પણ નાટકોમા સમાજસુધારાના મુદ્દાઓ વણવાનું શરૂ કર્યું કોલેજમાથી કેળવણી લઇ નાલાયક જેવો થયેલો વિદ્યાર્થી, બાળલગ્ન, વિધવાવિવાહ, છોકરીઓની કેળવણી વગેરે વગેરે સમાજસુધારણાના પ્રશ્નો નાટકોની પૂર્વભૂમિકારૂપ બન્યા. દારૂની બૂરી અસર, Age of Consent Bill 1891 જેવા વિષયો પણ રંગભૂમિના તખ્તા ઉપર આવ્યા અત્યાર સુધી આ બધા નાટકો માત્ર ગદ્યમાં જ લખાયેલાં, પણ "સાકર બાપુજી ત્રિલોકકર"ને મરાઠી રંગભૂમિ ઉપર સંગીત લાવવાનું પ્રથમ માન છે અને આ નવુ આગમન બધાને ગમ્યુ

આ પછી પ્રખ્યાત કિર્લોસ્કર કંપની સ્થપાઈ. આના સ્થાપક અન્ના કિર્લોસ્કર એ પ્રખર સંગીતવિશારદ હતા અને મહારાષ્ટ્રને ૨૫ વર્ષ સુધી

મુગ્ધ બનાવ્યું. આ કંપનીમાં મિ. કોલ્હાટકર જોડાયેલા અને એમના આવવાથી આ કંપની બહુ પ્રખ્યાત થયેલી.

કિર્લોસ્કરના જવા પછી મિ. દેવલ અને મિ. ભોંસલે જેવાએ કંપનીઓ કાઢી અને મિ. બાલગંધર્વ, મિ. પેંઢારકર મા. કૃષ્ણ વગેરે પ્રખ્યાત નટો બહાર આવ્યા, અને મરાઠી રંગભૂમિને સરસ બનાવી. આમ મહારાષ્ટ્રમાં નાટક એ બહુ મહત્ત્વનું અંગ બન્યું અને લોકોના સંસ્કારની ઘડતર માપનાર પારામંત્ર પણ થયું.

[ ૪ ]

## મહારાષ્ટ્રની રંગભૂમિ*

[ ઈ. સ. ૧૮૮૦ થી ઈ. સ. ૧૯૩૭ સુધી ]

ઈ. સ. ૧૮૮૦માં પહેલું મરાઠી નાટક ભજવાયું. આ પહેલાં આખ્યાનો, કથાઓ વગેરે નાટકની માફક ભજવાતાં પરંતુ તે બહુ ગ્રામ્ય સ્થિતિમાં હતાં.

મરાઠી રંગભૂમિના પિતા અન્ના સાહેબ કિર્લોસ્કરે બીજાઓનો સાથ લઈ "કિર્લોસ્કર સંગીત મંડળી" સ્થાપી અને પહેલું 'શકુન્તલા' ભજવ્યું. આ મંડળીમાં ભાઉરાવ કોલ્હાટકર અને બાલકોબા બાબડેકર જેવી સમર્થ વ્યક્તિઓ હતી. અને ખરી રીતે મરાઠી રંગભૂમિની શરૂઆત અહીંથી જ થઈ ગણાય. આ મંડળીમાં સંગીતને મોટું સ્થાન મળેલું હોવાથી એમના નાટકો " અડધાં-ઓપેરા " જેવાં હતાં.

આ વખતે નાટકનો ધંધો હલકો ગણાતો અને શાસ્ત્રોક્ત નહોતો મનાતો. આથી સ્ત્રીઓ તો આ નવી પ્રવૃત્તિથી દૂર જ રહી અને પુરુષોને અને છોકરાઓને સ્ત્રીનો પાઠ ભજવવો પડતો.

પરંતુ આ પ્રવૃત્તિના નેતાઓએ તો પોતાનું કામ ધપાવ્યે જ રાખ્યું, અને એમને લો. ટિળક જેવાનો ટેકો મળ્યો. 'કિર્લોસ્કર સંગીત મંડળી'-ની પડખે તેઓ ઊભા રહ્યા અને રંગભૂમિ એ પ્રજાના ઘડતરમાં એક મુખ્ય સાધન છે એમ માની તેને લોકપ્રિય તથા સારી ભૂમિકા ઉપર લાવવામાં ખૂબ સહાય કરી.

અન્ના સાહેબે 'શકુન્તલા' પછી " સૌભદ્ર " નાટક બહાર પાડ્યું તથા ભજવ્યું, અને બન્ને લોકપ્રિય થયાં. આ પછી બીજા સમર્થ નાટ્યકાર શ્રી. ગોવિંદ બલ્લાળ દેવળે "શાપસંભ્રમ" તથા "મૃચ્છકટિક" મરાઠીમાં ઉતારી ભજવ્યાં. એને પણ લોકોએ વધાવી લીધાં અને આમ મરાઠી રંગભૂમિનો પાયો સારી રીતે નખાયો.

* વસંત એસ. દેસાઈના લેખના આધારે

આ વખતમાં જે નાટકો ભજવાયાં તે બધાં સંસ્કૃતમાંથી મરાઠીમાં ઉતારેલાં હતાં. પુરષો શ્રીપાઠ ભજવતા અને એમાં શ્રી કોલ્હાટકરે બહુ નામના મેળવી. રાતે ૧૦ વાગે નાટક શરૂ થતાં તે વહેલી સવારે પૂરાં થતાં. "મેક-અપ"ની કળા બહુ આગળ વધી નહોતી, અને રંગભૂમિ ઉપરની "લાઈટીંગ"ની વ્યવસ્થા પણ બહુ સારી નહોતી. એ તો માત્ર ભાઉરાવ કોલ્હાટકર જેવાનું મધુરું સંગીત અને લાક્ષણિક અભિનય લોકોને મુગ્ધ બનાવતા હતા. એવામા અન્નાસાહેબ કિર્લોસ્કર દેવલોક પામ્યા પણ તેમને એટલો સંતોષ તો થયેલો કે રંગભૂમિ હવે સારા પાયા ઉપર આવી ગઈ છે. અન્ના સાહેબ પછી શ્રી. ભાઉરાવ કોલ્હાટકરે કિર્લોસ્કર કંપનીનું સુકાન હાથમાં લીધું.

દેવળે "શારદા" નામનું સમર્થ સામાજિક નાટક બહાર પાડ્યુ અને પહેલી જ વાર સંસ્કૃત અને પૌરાણિક નાટકોમાંથી સામાજિક નાટકો તરફ ધ્યાન ગયુ અને સામાજિક નાટકો રંગભૂમિ ઉપર લોકપ્રિય બનવા માંડ્યાં.

આ સમયે શ્રીપાદ કોલ્હાટકરનું નામ જાણીતું થયું અને એમણે ઘણાં સારાં સામાજિક નાટકો, કે જેમા સમાજ અને સંસારસુધારાના લગભગ બધા જ પ્રશ્નો આવી ગયા હતા તે બહાર પાડવા માંડ્યા.

આ વખતે પ્રખ્યાત નટ અને સંગીતકાર ભાઉરાવ કોલ્હાટકર ગુજરી ગયા અને કિર્લોસ્કર કંપનીને બહુ હાડમારી પડવા લાગી. માત્ર કોલ્હાટકરનાં નાટકોથી જ તે ટકી રહી. મરાઠી રંગભૂમિ ઉપર હાસ્યવિનોદ દાખલ કરવાનું પ્રથમ માન પણ શ્રીપાદ કોલ્હાટકરને જ છે. અહીં એટલું ધ્યાનમાં રાખવા જેવું છે કે કિર્લોસ્કર કંપનીના સંગીતમાં ગુજરાતી રંગભૂમિ ઉપરના સંગીત તથા કર્ણાટકી સંગીતના રાગોની (tunes) છાયા હતી.

કિર્લોસ્કર મંડળીની સફળતાથી બીજી ઘણી નાટક કંપનીઓ ઊભી થઈ પણ એમાં "શાહુનગરવાસી મંડળી" તથા "મહારાષ્ટ્ર મંડળી" સિવાય કોઈ પણ ધ્યાન ખેંચે તેવી નહોતી.

"શાહુનગરવાસી મંડળી"ના સંચાલક ગણપતરાવ જોષી હતા. તેમણે "Shakesperean Actor" તરીકે બહુ નામના મેળવી. યુરોપનાં નાટકનાં જાણકારોએ પણ તેમનાં ઘણાં વખાણ કર્યાં હતાં. તેઓ ઈ. સ. ૧૯૨૧ માં ગુજરી ગયા.

બીજી કંપની તે "મહારાષ્ટ્ર મંડળી." તેનું સુકાન ટીપણીસ ભાઈઓ તથા સ્વ. ભાગવતના હાથમાં હતું. આ કંપનીએ ઐતિહાસિક નાટકો જ

ભજવવાનું ધ્યાનમાં રાખ્યું, અને આ નાટકો લખાતાં 'શ્રી. ખાડિલકર' જેવાની સમર્થ લેખિનીથી. શ્રી. ખાડિલકર "કેસરી" પત્રના ઉપતંત્રી હતા, અને લો. ટિળકના શિષ્ય હતા. એમનાં નાટકોમાં રાજકીય વાતાવરણ અને અંશ વધારે આવતાં. આથી જ લોકોનાં હૃદય એમણે જીતી લીધેલાં.

શ્રી. ગણપતરાવ જોષીના મરણ પછી "શાહુનગરવાસી મંડળી" લગભગ બંધ પડી, પણ "મહારાષ્ટ્ર મંડળી"એ તો પોતાનું સ્થાન ઈ. સ. ૧૯૩૦ સુધી જાળવી રાખ્યું. ઈ. સ. ૧૯૨૭ થી આ કંપની દ્વારા શ્રી. કેશવરામ દાતે એક જબરા નટ તરીકે પ્રખ્યાતિ પામ્યા.

પાછા આપણે કિર્લોસ્કર કંપની તરફ આપણી દૃષ્ટિ ફેરવીએ. ઉપર જણાવ્યું તે પ્રમાણે કિર્લોસ્કર કંપની શ્રી ભાઉરાવ કોલ્હાટકરના મરણ પછી માત્ર શ્રીપાદ કોલ્હાટકરના નાટકોની લોકપ્રિયતાથી જ ટકી રહી હતી, પણ ઇ. સ ૧૯૦૬ માં 'બાલગાંધર્વે' રંગભૂમિની ક્ષિતિજ ઉપર દેખાવ દીધો અને થોડા વખતમાં મહારાષ્ટ્ર રંગભૂમિના આકાશને પોતાના તેજ વડે છાઈ દીધું. એમની શરીરઆકૃતિ, લાક્ષણિક અભિનય, મીઠો અવાજ, અને સુંદર સંગીતથી આખું મહારાષ્ટ્ર એમની પાછળ ઘેલું બન્યું સને ૧૯૧૦ સુધીમાં તો એ ટોચ ઉપર આવ્યા.

આ વખતે મરાઠી રંગભૂમિ ઉપર ગવાતા સંગીતમાં જે ગુજરાતી અને કર્ણાટકી Tunes હતા તે છોડી દેવામાં આવ્યા અને હિંદુસ્તાની સંગીતનાં રાગરાગિણીઓ દાખલ થયાં. આ દાખલ કરવાનું માન બાલગાંધર્વના ગુરુ શ્રી. ભાસ્કરરાવ બખળે, ગોવિંદરાવ ટેંબે અને માસ્ટર કૃષ્ણરાવને છે.

શ્રી. બાલગાંધર્વ હવે કિર્લોસ્કર કંપનીથી છૂટા થયા અને પોતાની 'ગાંધર્વ નાટક મંડળી' સ્થાપી. આમાં એમણે શ્રી. ખાડિલકર અને શ્રી. રામગણેશ ગડકરીનાં નાટકો ભજવવા માંડ્યાં. શ્રી. ખાડિલકરનાં નાટકોમાંથી 'સ્વયંવર', 'દ્રૌપદી', 'વિદ્યાહરણ', 'માનાપમાન' વગેરે બહુ લોકપ્રિય થયાં અને શ્રી. ગડકરીનું 'એકચ પ્યાલા' પણ ઘણું વખણાયું.

શ્રી. બાલગંધર્વ જે રીતે સ્રીપાઠ ભજવતા એ દરેક દૃષ્ટિએ ઉત્તમ કક્ષાએ પહોંચેલી કલા હતી. આજે ૫૦ વર્ષે પણ તેઓ સ્રીપાઠ ભજવનારાઓમાં શ્રેષ્ઠ ગણાય છે. એમની કંપનીની કમાણી વર્ષે દહાડે લાખ સવાલાખ સુધી પહોંચી. એમણે હાર્મોનિયમને બદલે સારંગી દાખલ કરી અને કાદરબક્ષ જેવા ઉસ્તાદને તે વગાડવા રોકયા. સ્રીપાઠમાં પહેરવાના પોશાક પણ એ ઘણા જ કીમતી વાપરતા અને શ્રી. બાલગાંધર્વ જેમ ઓલેઆલે,

જેમ ગાય, જેમ અભિનય કરે, જેમ કપડાં પહેરે—સ્ત્રીપાઠમાં—તે જ આખા મહારાષ્ટ્રમાં ફૅશન ગણાવા લાગી.

ઈ. સ. ૧૯૨૨ સુધી શેક્સપિરિયન નાટકોનું મરાઠી રંગભૂમિ ઉપર પ્રાધાન્ય હતું તે હવે શ્રી. વરેરકરનાં નાટકો બહાર પાડવાથી ઓછું થયું. શ્રી. વરેરકરે, શૉ, ઇબ્સન, બેરી વગેરેની સચોટ રીતે સામાજિક નાટકો લખ્યાં, જેમાંનાં 'હાચ મુલાચા બાપ', 'સન્યાસીચા સંસાર' વગેરે ઘણાં વખણાયાં. ઈ. સ. ૧૯૨૩ માં એમણે માત્ર ત્રણ કલાકમાં પૂરું થાય એવું નાટક લખીને, ભજવીને અખતરો કર્યો. આ હવેથી વધારે લોકપ્રિય બન્યાં.

ઈ. સ. ૧૯૨૯માં સ્ત્રીઓએ રંગભૂમિ ઉપર આવવાનું શરૂ કર્યું, અને સ્ત્રીઓ જેમાં કામ કરે છે એવી કંપની સ્થપાઈ. મિસીસ હીરાબાઈ અને મિસીસ કમલાબાઈ ખરોડેકરે નામના મેળવી. આ કંપની ૧૯૩૩માં તૂટી ગઈ. આ વખતે મિસીસ જ્યોત્સ્નાબાઈ ભોળે જેમાં મુખ્ય હતાં, તેવી આ કંપનીએ માત્ર પશ્ચિમની પદ્ધતિ અને રીતથી નાટકો ભજવવાનો પ્રયત્ન કર્યો, પણ આ સફળ ન નીવડયો અને મંડળી બંધ પડી.

આમ જ્યાં વસ્તુસ્થિતિ હતી ત્યાં તો વિનાશના ધડાકાની જેમ સિનેમાએ દર્શન દીધું, અને એથી નાટક કંપનીઓને ખૂબ મોટો ધોકો પહોંચ્યો. સારા સારા રંગભૂમિના નટો અને નટીઓ સિનેમામાં ગયાં અને રંગભૂમિ પ્રાણ વગરની થઈ રહી.

પણ આ 'ઓટ' પૂરો થવાનાં ચિહ્નો જણાય છે અને પાછી ભરતી આવશે એમ સ્પષ્ટ લાગે છે. નટ, નટીઓ તથા નાટ્યકારોનું ધ્યાન પાછું રંગભૂમિ તરફ વળ્યું છે. 'ટોકી'થી લોક કંટાળ્યા છે અને રંગભૂમિ પાછું પોતાનું સ્થાન મેળવે એ આશા વધારેપડતી નહિ ગણાય.

[ ૫ ]

## રંગભૂમિ પરિષદની કાર્યરેખા

૧ હાલની રંગભૂમિ તથા સિનેમાની સ્થિતિ.

૨ ધંધાદારી રંગભૂમિઓ અને સિનેમાઓ અત્યારે જે સ્થિતિમાં છે તેમાંથી તેમનો એવો વિકાસ શક્ય છે ખરો, કે જેથી કરીને તેઓ સમાજની સાંસ્કારિક સમૃદ્ધિ અને પરિવર્તનમાં અગત્યનો ભાગ ભજવે?

૩ ગુજરાતમાં સ્વતંત્ર નાટ્યગૃહની જરૂર. જરૂર હોય તો (અ) તે કેવી જાતનું હોવું જોઇએ? (બ) તેની જરૂરિયાતને આર્થિક તથા સાંસ્કારિક દૃષ્ટિએ સફળ શી રીતે કરી શકાય?

૪ આવા નાટ્યગૃહના પાયારૂપે એક મધ્યસ્થ 'એકેડેમી' સ્થાપવામાં આવે કે જેમાં આ વિષયનું સંપૂર્ણ પુસ્તકાલય હોય તથા તેના અનુષંગી વિભાગો—સંગીત, નૃત્ય, ચિત્રદર્શન, સાહિત્ય વગેરેમાં તે તે વિષયનું 'ટેકનિકલ' શિક્ષણ આપવાનો પ્રબંધ હોય, અને પરિણામે આ 'એકેડેમી'માંથી શિષ્ય—શિષ્યાઓનાં એવાં વૃંદ તૈયાર થાય કે જે ગૂજરાતના આવા સ્વતંત્ર નાટ્યગૃહને વિકસાવે અને પોષે.

૫ આપણાં પ્રાચીન નાટ્યગૃહો તથા આવી એકેડેમીઓની પિછાન અને તેમાંથી અત્યારે આપણે કેટલું અપનાવી શકીએ તેની સમજ.

૬. એ જ પ્રમાણે પ્રગતિશીલ વિદેશી રંગભૂમિઓની નવી પ્રવૃત્તિની માહિતી અને તેમાંથી અપનાવી શકાય તેવી વસ્તુઓની સમજણ.

૭. આપણા દેશના બીજા પ્રાંતોની રંગભૂમિની હાલની સ્થિતિનો ખ્યાલ અને તેમના રંગભૂમિના વિકાસ પરત્વેના પ્રયત્નો અને અનુભવોમાંથી આપણને ઉપયોગી તત્ત્વોની સમાલોચના.

૮. આપણે ત્યાંની વ્યાયામશાળાઓ, માધ્યમિક શાળાઓ, કોલેજો ને બીજી શિક્ષણવિષયક સંસ્થાઓના સહકારથી આપણી પ્રવૃત્તિને શી રીતે વેગ આપી શકાય તેની વિચારણા.

૯. વ્યાયામશાળાઓ, પોળો અને શેરીઓનાં મંડળો વગેરેનો ઉપયોગી સહકાર આ પ્રવૃત્તિમાં કેવી રીતે સાધી શકાય કે જેથી તેમની શક્તિ અને સંસ્કાર વિકસે.

૧૦. આપણે ત્યાં પરંપરા દ્વારા ઊતરી આવેલી ભવાઇઓ, રામલીલાઓ, અને બહુરૂપી તેમજ આપણા પ્રાંતની વિશિષ્ટતારૂપ નાટક—અભિનયનૃત્યની ખાસ ધંધાદારી જ્ઞાતિ તરગાળાઓ,—એ સૌનો આપણી આ પ્રવૃત્તિમાં કેટલો ને કેવો સંવાદી મેળ સાધી શકાય તેની વિચારણા તથા ચર્ચા.

૧૧. આપણા સામાજિક જીવન અને ઉત્સવોમાંથી આ પ્રવૃત્તિને એવી શી મદદ મળી શકે કે જેના પરિણામે આ પ્રવૃત્તિ સામાજિક જીવનને વધુ સંસ્કારી બનાવી શકે, તેની વિચારણા.

૧૨. આપણા ગ્રામજીવનમાં આ પ્રવૃત્તિ વડે શી રીતે ચેતના અને આનંદ પ્રગટાવી શકાય, તેની માહિતી અને વિચારણા.

૧૩. આપણા મજૂર, કારીગર તથા ધંધાદારી વર્ગના જીવનને આ પ્રવૃત્તિ વડે શી રીતે દિશાસૂચન કરી શકાય તથા કેવા પ્રકારે એમનાં જીવન રસમય અને આનંદમય કરી શકાય તેની વિચારણા.

# રંગભૂમિનું સ્વરૂપ અને નવરચના

ધૂમકેતુ

રંગભૂમિને ધાર્મિક ગહનતામાથી ઉત્પન્ન થયેલી વસ્તુ કહી શકાય. નિત્યજીવનના સામાન્ય કાર્યક્રમમાથી માણસ ઘડીભર પોતાની જાતને ઊંચે લાવવા પ્રયત્ન કરે—પ્રાર્થનાદ્વારા, ધાર્મિક વિધિઓદ્વારા, ભજનોદ્વારા—અને એ રીતે પોતાને, પોતાના પાડોશીઓને, જીવત સૃષ્ટિને, નવા દૃષ્ટિબિંદુથી જોવાનો પ્રયત્ન કરે એમા રગભૂમિનું બીજ રહ્યુ છે એમ કહી શકાય.

સુધારાએ, ઉદ્યોગવાદે, પ્રગતિવાદે, માનવલાગણીઓ ઉપર અને એની ભાવનાઓ ઉપર અને માનવસ્વભાવની મહત્ત્વાકાંક્ષાઓ ઉપર અમુક પ્રકારની મર્યાદાઓ મૂકી છે, અને આ પ્રમાણે નિત્યજીવનના ઘોંઘાટને લીધે અતૃપ્ત રહેલી લાગણીઓની અને ભાવનાઓની જરૂરિયાતોને માનવ સમક્ષ રજૂ કરવી એ રંગભૂમિનું એક કર્તવ્ય થઈ પડયુ છે.

આ હેતુથી દરેક પ્રકારની સંસ્કૃતિએ ભૂતકાળમાં પોતપોતાને અનુકૂલ આનંદ-પ્રમોદનો પ્રબંધ કર્યો હતો; એટલે કે ગુપ્તસમયમાં થતા 'સમાજ'ની પેઠે, જનતાની સમક્ષ કોઈ એવું દશ્ય રજૂ કરાતું કે જે માણસના અંતરના ઊંડામાં ઊંડે બેઠેલી વૃત્તિ માટે જરૂરી હોય, અને છતાં જે કોઈ કારણથી વ્યક્ત થતી ન હોય અથવા જેનું અસ્તિત્વ ભાનપૂર્વકના પ્રયત્નથી અણજાણ્યુ હોય. જેટલુ માણસના અનુભવનું વૈવિધ્ય તેટલુંજ વૈવિધ્ય આ આનંદદર્શનમાં પણ હોય; અને શીંગવા ઘેટાં ને કુકુટની લડાઈથી માંડીને સુંદરમાં સુંદર રંગમંડપની રચના સુધી જુદાજુદા યુગમાં જુદુંજુદુ એનું કાર્યક્ષેત્ર હોય, ભવાઈઓથી માડીને મૌનવાણીની ગહનતમ વાણી સુધી એ ફેલાયેલુ હોય; મદારી, ભાંડ ભવૈયા, બહુરૂપી ને બહુચરાજીના ભક્તોથી માંડી કાલિદાસ ને ભવભૂતિની સર્વોત્તમ કૃતિઓ સુધી એની જનવિશાળતા હોય.

જીવનસગ્રામ જેમજેમ સકુલ થતો ગયો અને રંગભૂમિઓનું સંચાલન વ્યાપારી ક્ષેત્રનું એક આકર્ષક થઈ પડયુ તેમનેમ ભાવનાઓ અને વિચારો કરતાં સ્થૂલ લાગણીઓના દર્શનને લીધે થતી પૈસામારીની ભીડ વધુ ને વધુ મહત્ત્વ મેળવતી ગઈ આ ભીડને લીધે નૂતન ગશિયાના સર્જકોએ પોતાનો નવો જ ચીલો પાડયો ને નવી રંગભૂમિની રચના કરી. આપણે ત્યાં પણ નવી રંગભૂમિ સરજાવ્યા વિના બીજો કોઈ રસ્તો નથી. પણ નવી રંગભૂમિ સરજાવવી એટલે અપૂરા અભ્યાસને પરિણામે ઘણા માનવને

દોરાય છે તેમ, માત્ર સમાજવાદી રચનાઓ અને જેને સમજ્યા વિના જ પ્રગતિશીલ સાહિત્ય માનવામાં આવે છે તેવી સાહિત્યકૃતિઓજ રજૂ કરવી એવો અર્થ નથી. આ અભિપ્રાયને પૂર્વગ્રહથી દૂષિત ગણવા કોઈ કોઈ પ્રેરાય માટે તેમની ખાતરી માટે અત્યારની નૂતન રંગભૂમિના સર્જક માઈકેલ ચેખોવની વિચારસૃષ્ટિ સમજવી ઠીક પડશે. For Chakhov the intellect needs inspiration if it is to come alive, while on the other hand the purely sentimental or emotional approach is not enough. Feelings must be knit into an an idea and idea into an ideal [ એકલી બુદ્ધિ પ્રેરણા વિના પાંગળી છે. જ્યારે માત્ર લાગણી મારફત માનવહૃદયના ઊંડાણને પહોંચવાનો પ્રયત્ન પૂરતો નથી. લાગણી વિચારમાં અને વિચાર ભાવના કે આદર્શમાં સુંદર રીતે ગૂંથાઈ જવા જોઈએ. ] બુદ્ધિની બે પાળોની વચ્ચે વહેતી લાગણી એટલે કલાસર્જન એમ કાંઈક કહી શકાય.

ગ્રામજીવનને અને ગામડાંઓને નવેસરથી રચવાં હોય તો જેટલો ભાર ચરખા ઉપર મૂકવામાં આવે છે એનાથી લેશ પણ ઓછો ભાર રંગભૂમિસર્જન ઉપર મૂકવામાં આવશે તો ગામડાંઓ નહિ જ સરજાય. આનંદ વિનોદદ્વારા માનવહૃદયમાં રહેલી કલુષિત વૃત્તિઓને જડમૂળથી ઉખેડી નાખવી—અને આવી વૃત્તિઓને રંગભૂમિદ્વારા હમેશાં થોડીથોડી મૂર્છા આપતાં આપતાં, એક વખત એવો આવે કે જ્યારે નીતિ અને સત્ય શોધવાં ન પડે, પણ અનીતિ, અસત્ય શોધવાં પડે એવી સમાજની સ્થિતિ થઈ જાય. આ વાત કાલ્પનિક લાગે છે ખરી, પણ દુનિયામાં સઘળી જ મહાપરિવર્તનની ક્રિયાઓ કાલ્પનિક હોય છે; માત્ર દગલબાજી ને ધાંધલ કાલ્પનિક નથી હોતાં. શાંત પરિવર્તનની હરેક ક્રિયાનો પાયો તો પ્રથમ કલ્પના પર જ નિર્ભર હોય છે.

જીવનની સઘળી સુંદરતાને જાગ્રત કરવા માટે, હરેક હરેક ક્રિયા તાલબદ્ધ અને મહાક્રિયાની સાથે મેળ લેતી હોવી જોઈએ. ઉદાહરણ તરીકે, આપણા રાષ્ટ્રઘડતરની મહાક્રિયા અત્યારે ચાલી રહી છે. આપણું સંગીત, સાહિત્ય, નાટક, સિનેમા, રંગભૂમિ, વ્યાયામ, મેળા, સ્વદેશી પ્રદર્શન, શિક્ષણ કેળવણી, સમાજરચના—સઘળાં જ અંગોએ એ મહાક્રિયાની સાથે પોતે તાલબદ્ધ રહેવું જોઈએ. વ્યક્તિત્વ ગુમાવ્યા વિના સમષ્ટિમાં સહકારી બનવું એ જેમ [illegible] તેમ [illegible] અસ્મિતા ગુમાવ્યા વિના, કે દરેક

વિષયને પોતાના યોગ્ય સ્થાનથી ભ્રષ્ટ કર્યા વિના તેનો રાષ્ટ્રઘડતર મેળ મેળવી લેવો એમાં ઘણા ઊંચા પ્રકારનાં સંસ્કારિતા અને વિ- સહાનુભૂતિ સમાયાં છે. ઘણી વખત જ્યારે મંથનકાળ ચાલતો હોય છે, માણસની દૃષ્ટિ સંકુચિત બને છે, અને તેને તાત્કાલિક યુદ્ધભૂમિના પ્રે લીધે ઘણી વસ્તુઓ અસ્થાને અને અયોગ્ય લાગે છે. જ્યારે રાષ્ટ્રો કરતાં હોય ત્યારે એકાદ પાણિની વ્યાકરણ લખે એને અપંડિતો અને ... દગ્ધો રાષ્ટ્રદ્રોહ ગણે છે. ખરી રીતે એ રાષ્ટ્રપ્રેમ છે, અને ઊંચા પ્રકાર સંયમધર્મ છે. જો એનામાં કાંઈ તાકાત ન હોત ને એ બ્રાહ્મણ બેઠો . હોત તો એ ભયકર વિદ્રોહી ગણાત ખરો.

આપણે ત્યાં મથનકાળ ચાલે છે. એટલે જ જરૂરી છે કે અભ્યાસ કેળવણી અને સંસ્કારનાં બીજ પોષે તેવા દરેક પ્રયત્નને ... બનાવી દેવો.

રંગભૂમિની પુનર્રચના એ આવો એક પ્રયાસ છે. પણ અત્યાર સુધી થયેલા પ્રયત્ન કરતાં આ પ્રયત્નમાં જે વિશિષ્ટ તત્ત્વ દાખલ કરવાની યોજના છે તે પ્રત્યે દુર્લક્ષ થવું ન જોઈએ. આપણે ત્યાં રંગભૂમિના ઉદ્ધારના ત્રણ રસ્તા શક્ય હતા. પહેલું જે રંગભૂમિઓ અસ્તિત્વમાં હતી તેમને ઊંચે લેવી, બીજું નવી રંગભૂમિ રચી પ્રયત્ન કરવો, ત્રીજું પ્રયોગદશાના નટો (એમેચ્યોર્સ) પોતાના પ્રયત્નથી નવી નવી યોજના ઘડી રંગભૂમિને નવી રીતે સરજાવે. આ ત્રણે પ્રકારના પ્રયત્નો આપણે ત્યાં થોડેઘણે અંશે થઈ ચૂક્યા છે, અને તેમણે વધારે નહિ તો નવી રંગભૂમિની આવશ્યકતા વિષે લોકમત જાગ્રત કર્યો છે, એ વિષે શંકા નથી. પરંતુ પરપ્રાંતીય પ્રયત્નોની તુલનામાં ગુજરાતનું સ્થાન ગૌરવભરેલું રાખવું હોય, અને ખરેખરી રીતે જ, રંગભૂમિને આનંદ, વિનોદ ઉપરાંત સંસ્કારભૂમિકા બનાવવી હોય તો એક વધારે સમર્થ અને વધારે ગંભીર પ્રયત્નની જરૂર હતી. અને તે પ્રયત્નની રૂપરેખા નીચે પ્રમાણે દોરી શકાય.

ગુજરાતીઓ સંસ્કારે ને શિક્ષણે વ્યાપારી પ્રજા છે. એ પ્રજામાં જેમ કેટલાક ગુણો છે તેમ કેટલાક દોષો પણ છે. પ્રસંગે એક લાખ ખર્ચી નાખનારો ગુજરાતી કોઈ સંસ્કારી કાર્ય માટે દોઢ પાઈ પણ ન ખર્ચે: એટલે જેમ ગુજરાત વ્યાપારમાં આગળ વધ્યું તેમ સંસ્કારમાં નબળું રહ્યું. આ જમે ઉધારની બાજુ બરોબર મેળવી લેવાનો પ્રયત્ન જો થાય તો હિંદના કોઈ પણ પ્રાંતના કરતાં ગુજરાતનો કુક્કુટધ્વજ વધારે ઊંચો હોય.

વિષયને પોતાના યોગ્ય સ્થાનથી ભ્રષ્ટ કર્યા વિના તેનો. રાષ્ટ્રઘડતરમાં મેળ મેળવી લેવો એમાં ઘણા ઊંચા પ્રકારનાં સંસ્કારિતા અને વિશાળ સહાનુભૂતિ સમાયાં છે. ઘણી વખત જ્યારે મંથનકાળ ચાલતો હોય છે ત્યારે માણસની દષ્ટિ સંકુચિત બને છે, અને તેને તાત્કાલિક યુદ્ધભૂમિના પ્રેમને લીધે ઘણી વસ્તુઓ અસ્થાને અને અયોગ્ય લાગે છે. જ્યારે રાષ્ટ્રો યુદ્ધ કરતાં હોય ત્યારે એકાદ પાણિની વ્યાકરણ લખે એને અપંડિતો અને અર્ધદગ્ધો રાષ્ટ્રદ્રોહ ગણે છે. ખરી રીતે એ રાષ્ટ્રપ્રેમ છે, અને ઊંચા પ્રકારનો સંયમધર્મ છે. જો એનામાં કાંઈ તાકાત ન હોત તો એ બ્રાહ્મણ બેઠો રહ્યો હોત તો એ ભયંકર વિદ્રોહી ગણાત ખરો.

આપણે ત્યાં મંથનકાળ ચાલે છે. એટલે જ જરૂરી છે કે અભ્યાસ, કેળવણી અને સંસ્કારનાં બીજ પોષે તેવા દરેક પ્રયત્નને મેળબદ્ધ બનાવી દેવો.

રંગભૂમિની પુનર્રચના એ આવો એક પ્રયાસ છે. પણ અત્યાર સુધી થયેલા પ્રયત્ન કરતાં આ પ્રયત્નમાં જે વિશિષ્ટ તત્ત્વ દાખલ કરવાની યોજના છે તે પ્રત્યે દુર્લક્ષ થવું ન જોઈએ. આપણે ત્યાં રંગભૂમિના ઉદ્ધારના ત્રણ રસ્તા શક્ય હતા. પહેલું જે રંગભૂમિઓ અસ્તિત્વમાં હતી તેમને ઊંચે લેવી, બીજું નવી રંગભૂમિ રચી પ્રયત્ન કરવો, ત્રીજું પ્રયોગદશાના નટો (એમેચ્યોર્સ) પોતાના પ્રયત્નથી નવી નવી યોજના ઘડી રંગભૂમિને નવી રીતે સરજાવે. આ ત્રણે પ્રકારના પ્રયત્નો આપણે ત્યાં થોડેઘણે અંશે થઈ ચૂક્યા છે, અને તેમણે વધારે નહિ તો નવી રંગભૂમિની આવશ્યકતા વિષે લોકમત જાગ્રત કર્યો છે, એ વિષે શંકા નથી. પરંતુ પરપ્રાંતીય પ્રયત્નોની તુલનામાં ગુજરાતનું સ્થાન ગૌરવભરેલું રાખવું [illegible] ખરેખરી રીતે જ, રંગભૂમિને આનંદ, વિનોદ ઉપરાંત સંસ્કારભૂ[illegible] હોય તો એક વધારે સમર્થ અને વધારે ગંભીર પ્રયત્નની જ[illegible] તે પ્રયત્નની રૂપરેખા નીચે પ્રમાણે દોરી શકાય.

ગુજરાતીઓ સંસ્કારે ને શિક્ષણે વ્યાપારી પ્રજા છે. એ કેટલાક ગુણો છે તેમ કેટલાક દોષો પણ છે. પ્રસંગે એક નાખનારો ગુજરાતી કોઈ સંસ્કારી કાર્ય માટે દોઢ પાઈ એટલે જેમ ગુજરાત વ્યાપારમાં આગળ વધ્યું તેમ સંસ્કારમાં આ જમે ઉધારની બાજુ બરાબર મેળવી દેવાનો પ્રયત્ન જો કોઈ પણ પ્રાંતના કરતાં ગુજરાતનો કુક્કુટધ્વજ વધારે ઊંચો

વિષયને પોતાના યોગ્ય સ્થાનથી ભ્રષ્ટ કર્યા વિના તેનો. રાષ્ટ્રઘડતરમાં મેળ મેળવી લેવો એમાં ઘણા ઊંચા પ્રકારનાં સંસ્કારિતા અને વિશાળ સહાનુભૂતિ સમાયાં છે. ઘણી વખત જ્યારે મથનકાળ ચાલતો હોય છે ત્યારે માણસની દૃષ્ટિ સંકુચિત બને છે, અને તેને તાત્કાલિક યુદ્ધભૂમિના પ્રેમને લીધે ઘણી વસ્તુઓ અસ્થાને અને અયોગ્ય લાગે છે. જ્યારે રાષ્ટ્રો યુદ્ધ કરતાં હોય ત્યારે એકાદ પાણિનિ વ્યાકરણ લખે એને અપંડિતો અને અર્ધદગ્ધો રાષ્ટ્રદ્રોહ ગણે છે. ખરી રીતે એ રાષ્ટ્રપ્રેમ છે, અને ઊંચા પ્રકારનો સંયમધર્મ છે. જો એનામાં કાંઈ તાકાત ન હોત ને એ બ્રાહ્મણ બેઠો રહ્યો હોત તો એ ભયંકર વિદ્રોહી ગણાત ખરો.

આપણે ત્યાં મથનકાળ ચાલે છે. એટલે જ જરૂરી છે કે અભ્યાસ, કેળવણી અને સંસ્કારનાં બીજ પોષે તેવા હરેક પ્રયત્નને મેળબદ્ધ બનાવી દેવો.

રંગભૂમિની પુનર્રચના એ આવો એક પ્રવાસ છે. પણ અત્યાર સુધી થયેલા પ્રયત્ન કરતાં આ પ્રયત્નમાં જે વિશિષ્ટ તત્ત્વ દાખલ કરવાની યોજના છે તે પ્રત્યે દુર્લક્ષ થવું ન જોઈએ. આપણે ત્યાં રંગભૂમિના ઉદ્ધારના ત્રણ રસ્તા શક્ય હતા. પહેલું જે રંગભૂમિઓ અસ્તિત્વમાં હતી તેમને ઊંચે લેવી, બીજું નવી રંગભૂમિ રચી પ્રયત્ન કરવો, ત્રીજું પ્રયોગદશાના નટો (એમેચ્યોર્સ) પોતાના પ્રયત્નથી નવી નવી યોજના ઘડી રંગભૂમિને નવી રીતે સરજાવે. આ ત્રણે પ્રકારના પ્રયત્નો આપણે ત્યાં થોડેઘણે અંશે થઈ ચૂક્યા છે, અને તેમણે વધારે નહિ તો નવી રંગભૂમિની આવશ્યકતા વિષે લોકમત જાગ્રત કર્યો છે, એ વિષે શંકા નથી. પરંતુ પરપ્રાંતીય પ્રયત્નોની તુલનામાં ગુજરાતનું સ્થાન ગૌરવભરેલું રાખવું હોય, અને ખરેખરી રીતે જ, રંગભૂમિને આનંદ, વિનોદ ઉપરાંત સંસ્કારભૂમિકા બનાવવી હોય તો એક વધારે સમર્થ અને વધારે ગભીર પ્રયત્નની જરૂર હતી. અને તે પ્રયત્નની રૂપરેખા નીચે પ્રમાણે દોરી શકાય.

ગુજરાતીઓ સંસ્કારે ને શિક્ષણે વ્યાપારી પ્રજા છે. એ પ્રજામાં જેમ કેટલાક ગુણો છે તેમ કેટલાક દોષો પણ છે. પ્રસંગે એક લાખ ખર્ચી નાખનારો ગુજરાતી કોઈ સંસ્કારી કાર્ય માટે દોઢ પાઈ પણ ન ખર્ચે: એટલે જેમ ગુજરાત વ્યાપારમાં આગળ વધ્યું તેમ સંસ્કારમાં નબળું રહ્યું. આ જાતે ઉધારની બાજુ બરોબર મેળવી દેવાનો પ્રયત્ન જો થાય તો હિંદના કોઈ પણ પ્રાંતના કરતાં ગુજરાતનો કુક્કુટધ્વજ વધારે ઊંચો હોય.

એટલા માટે પહેલા તો નાટક લખીને પ્રોયોગશાળાના નટો એ નાટકો ભજવે એવી શરૂઆતને બદલે રંગભૂમિ ઉદ્ધારની શરૂઆત આવી રીતે કરવી

પ્રાચીન અર્વાચીન સર્વ સાધનોનો શાસ્ત્રીય અભ્યાસ કરી અવાજ, શબ્દ, લય, અને અભિનયદ્વારા માનવમા સુતેની સઘળી લાગણીઓને જગાડવાનુ બળ જેમણે મેળવ્યુ હોય એવા થોડા અભ્યાસી, શાસ્ત્રીય તાલીમવાળા, સરકારી નટ-નટીઓ સર્જાવનારી એક 'એકેડેમી' અથવા નાટયમદિર સ્થાપવુ આ નાટયમદિરમા યોગ્ય વિદ્યાર્થી-વિદ્યાર્થિનીઓને સુયોગ્ય શિક્ષકો દ્વારા તાલિમ આપી નાટક ભજવવા માટે તૈયાર કરવા આવી રીતે અભ્યાસ-દ્વારા જન્મસિદ્ધ શક્તિઓનો વિકાસ કરનાર તરુણો સિવાય બીજી કોઈ પણ રંગભૂમિનો ઉદ્ધાર શક્ય નથી

આ 'સ્કૂલ'નો અભ્યાસક્રમ, એનુ પુસ્તકાલય, એનું રંગભૂમિ-સિનેમાની ચર્ચા કરતુ માસિક, એનુ યોગ્ય શિક્ષકવૃંદ, એ સઘળાની એવી રીતે રચના કરવી કે સમસ્ત ગુજરાત કોઈ પણ જાતના ભેદભાવ વિના એનો લાભ લઈ શકે અને ગુજરાતનુ પોતાનું જે ધન છે—લોકસગીત સમૂહનૃત્ય ગરબા ગરબીઓ વગેરે છે—એ સઘળા પણ આ અભ્યાસીઓ દ્વારા વધુ સરકારી બને

આવી રીતે નાટયમંદિરમા તૈયાર થયેલુ શિષ્યવૃંદ આખા ગુજરાતની જુદીજુદી રંગભૂમિઓને નટો પૂરા પાડે અમદાવાદ મુંબઈ, સુરત ભરૂચ, રાજકોટ, ભાવનગર જામનગર, કરાચી, મદ્રાસ, રંગૂન, વડોદરા, વગેરે મુખ્ય મુખ્ય ગુજરાતી થાણુઓમા એક એક કામચલાઉ રંગભૂમિ થાય અને તે દરેક સ્થળે આ કેન્દ્રસ્થાનેથી નટો મેળવી પોતપોતાની રંગભૂમિનો કાર્યક્રમ આગળ ધપાવે

પરપ્રાંતીય રંગભૂમિને મુકાબલે, ખાસ કરીને બગાળાને મુકાબલે, ગુજરાતી રંગભૂમિ નીચી પંક્તિની લાગે છે તેનું મુખ્ય કારણ તાલિમની ખામીમા રહ્યુ છે અવાજ, શબ્દ, લય કે અભિનયની કેળવણી વિના, કેવળ હાથપગના લટકાથી નટ થવુ એ ઘણુ જ શરમભરેલુ માનવુ જોઈએ ગુજરાતીઓની ઘણી મોટી વસ્તી—ખાસ કરીને વાણિયા, બ્રહ્મક્ષત્રિય વગેરે સરકારી ગણાતી કોમોમા તો હજી શુદ્ધ શબ્દોચ્ચારણ પણ શીખવાનુ પડે તેમ છે અલબત્ત, આ ખામી કેળવણીને લીધે જ છે પણ રંગભૂમિ પર ઊતરેલા નટે પોતાની દરેક ક્રિયા પર કેટલો કાબૂ મેળવવો જોઈએ તેનું ઉદાહરણ દૂરના જઈ આવવ એક મિત્રના વાર્તાલાપમાથી આપવુ યોગ્ય ધારું છુ શેકસપિયર જેવા મહાકવિની કૃતિમા અમુક જગાએ અમુક શબ્દ

આ અર્થમાં છે, એ જાણવા માટે વિદ્વાનો ને પંડિતો, રંગભૂમિમાં જઈ, વિખ્યાત નટોના શબ્દોચ્ચારણનો ને અભિનયનો અભ્યાસ કરવો આવશ્યક માને છે

'ચેખોવ થિયેટર સ્ટુડિયો'ના પરિપત્રમાં દાખલ થવા ઇચ્છનાર ઉમેદવાર માટે અભ્યાસક્રમ આપેલો છે, તેમાં નીચેની હકીકતો તો આપણા એક જ રાગડે હાઈસ્કૂલોમા ગધ્ધાવૈતરું કરતા શિક્ષકોને પણ ઉપયોગી થઈ પડે તેવી છે

'કરુણરસનો એક ગદ્ય ફકરો અને હાસ્યરસનો એક ગદ્ય ફકરો બોલવાની ઉમેદવારની તૈયારી હોવી જોઈએ !'

આવી પરીક્ષા તો આહીં કોઈ લેતું નથી એટલુ સારું છે, બાકી ગુજરાતના ૨ક સાહિત્યમા કયા કરુણરસના ને કયા હાસ્યરસના ફકરા છે તે જ ઘણાને ખબર નહિ હોય

કોઈ કોઈ વખત હાઈસ્કૂલોમા નાટ્યપ્રયોગો થાય છે ખરા, પણ એ જ બતાવે છે કે આ બાબતમા કેટલી દષ્ટિવિહીનતા—શિક્ષકવર્ગમા—પણ ઘર કરી રહી છે

એટલે આવી સઘળે ફેલાયલી ગરીબી—ખાસ કરીને વિચારની ગરીબી—'Poverty of thoughts' એનો ઉદ્ધાર કરવો હોય, તો ગુજરાતને આગળે એક કેન્દ્રસ્થ અભ્યાસ સસ્થા સ્થાપવી જોઈએ શિક્ષણ એકડે એકથી શરૂ થાય, અને હિંદના બીજા પ્રાંતના, રશિયન થિયેટરના, જર્મન થિયેટરના, આપણી ભવાઈના, ભરતમુનિના, સઘળા જ સાધનોમાથી એક નવી જ રચના થાય એ ધ્યેય રાખવુ જોઈએ ગુજરાતની રંગભૂમિનો અત્યારનો જે ઉદ્ધારક કાર્યક્રમ છે, તેમા અભ્યાસની ઊણપ, સાધનાની નિર્બળતા, અને શિક્ષણસસ્કારની જે કાઈ ખામી હશે તે આવા એક પ્રયત્નથી ઊડી જશે તો ભવિષ્યમાં એક સબળ સંસ્થા દ્વારા ગુજરાતની અનેક રંગભૂમિઓને પોષી શકાશે જોવાનું આટલુ જ છે ગુજરાતીઓને બહુ નાના સ્વપ્નાથી બહુ નાની સિદ્ધિઓથી રાચવાનો સંતોષ થઈ આવે છે એક ઉગ્ર અસંતોષ—અત્યારની પરિસ્થિતિ માટે, અને એને માટે બખાળા કર્યા વિના, શાંત તપોભૂમિ સર્જવાની તરુણોની તૈયારી, અહમહમિકાનો મૂળથી ઉચ્છેદ, અને સો ટચનું સોનું ન થાય ત્યા સુધી વસ્તુને પરિપક્વ થવા દેવાની શાંત ધીરજ—આટલુ જો થોડાક તરુણો કેળવી લેશે, તો તેઓ નવું ગુજરાત રચી શકશે અને આમાંથી એક પણ વસ્તુની ખામી હશે તો કાંઈ નહિ થાય

સદ્‌ગત રણછોડભાઈ ઉદયરામના શતાબ્દી સ્મારક નિમિત્તે અમદાવાદની ગુજરાત સાહિત્યસભાએ જે કાર્યક્રમ ગોઠવ્યો છે તેમાં થનારી ચર્ચાઓના મુદ્દા તો થોડા વખતમાં સૌના હાથમાં આવશે. એ વખતે આવી રચનાત્મક કાર્યભૂમિની શી રીતે શરૂઆત કરવી જોઈએ તે વિષે પોતપોતાની શકિત અનુસાર સૌ સાહિત્યરંગિકો ને ખાસ કરીને તે તે વિષયના અભ્યાસીઓ કાંઈક પણ પ્રકાશ પાડે તો ગુજરાતની પ્રગતિમાં એક આવશ્યક કાર્ય થયું ગણાય.

વૃંદવાદનમાં જેમ દરેક વાજિંત્ર પોતપોતાનું માધુર્ય દાખવીને, છેવટે તો, સર્વસાધારણ ગાનમાં પોતાના લયને ભેળવી દે છે; તેમ આ રંગભૂમિ-સર્જનમાં પણ સૌ પોતપોતાની યથેચ્છ કાર્યપ્રણાલિકા આપતાં છતાં, એક કેન્દ્રમાં ભળી જઈને ગૂજરાતવ્યાપી નવી રંગભૂમિ સરજાય એ મહદ સ્વપ્નમાં પોતાના વિચારને વહેતો મૂકે.

રંગભૂમિ એ પણ વિશિષ્ટ રીતે માનવને વધારે માનવ બનાવવાનો એક પ્રયત્ન છે. ખરી રીતે પૂછો તો સંગીતકારો, લેખકો, વાજિંત્રકારો, નટો, નટીઓ, દર્શકો, જોનારાઓ, એ સઘળાઓ જાણે ભેગા મળીને જીવનના એકાદ પ્રશ્નનું માનસિક પૃથક્કરણ કરી કાંઈક નવી જ સમાજરચના કરવાની પ્રાથમિક તૈયારી કરે છે. અલબત્ત આ તૈયારી અત્યંત શાંત, ધીમી, સંસ્કારી, દઢ અને માનસિક ફેરફારો પર અવલંબેલી હોઈ, એકદમ દેખાઈ આવે એટલો ફેરફાર દેખાડી શકતી નથી. પણ માનવ દેખાડે એટલું જ કરે છે, કે ખરી રીતે તો એ નથી દેખાડતો તે જ કરે છે?–અને જો આ પ્રમાણે રંગભૂમિ એ પણ પ્રજાને સંસ્કારી બનાવવાનો પ્રયત્ન છે, તો કોઈ પણ શહેરની મ્યુનિસિપાલિટી રંગભૂમિના સર્જનમાં સક્રિય ફાળો લીધા વિના પોતાને સરકારી ગણી શકે ખરી?—સંસ્કારી શું, પોતાને સુધરેલી પણ કહી શકે ખરી?

the philistine life indoors and the swaggering life abroad, that is charcteristic of much-modern life, is peculiarly a feature of the mixed culture of Europe and India[2]."

અંતનો ઉત્સાહ આંતર અને બાહ્ય જીવનની તદ્રૂપતામાથી જન્મે છે. બહાર સુધારાની ગ્નાતિ તોડવાની અને એવી એવી વાતો કરવી અને ગૃહજીવન અને સમાજના ખરા આંતર જીવનમા તો પરંપરાગત ચરેડમા વર્તવુ આ રીતના ઉપલકિયા જીવનમાથી ખરો કલાનો આવિર્ભાવ મુશ્કેલ હતો એવડા જીવનને અનુકૂળ ઉછીના વિચારોને પોતાના કરી તેને અમલમા મૂકવાની ધૃષ્ટતાને લીધે જ ગયા સૈકાના શિક્ષિત સમાજને હાથે આપણી દેશી નાટ્યપ્રણાલિકા અને નાટ્યદર્શનને નવુ જેમ ન મળ્યુ ભાંડ, ભવૈયા અને તરગાળા—જેઓ પરંપરાએ કરીને નટો હતા, તેમની અવગણના થવા લાગી અને તેમની કળાનો હ્રાસ થવા લાગ્યો શિક્ષિત સમાજમા ખરો ઉત્સાહ અને લોકજીવન પ્રત્યે લાગણી હોત તો આ મરી જતી કોમોને પુનર્જીવિત કરી દેશની કલાનું ગૌરવ તેઓ વધારી શક્યા હોત પરંતુ અમુક પ્રકારના વિદ્યા અને કુલીનતાના દંભને કારણે આ વસ્તુઓમાં તત્કાલીન શિક્ષિત સમાજ દેશી પ્રણાલિકાની વિશિષ્ટતા જોઈ શક્યો નહિ કે તેના સારા તત્ત્વોને વિકસાવી શક્યો નહિ ર. આ. મહિપતરામ રૂપરામે 'ભવાઈસંગ્રહ' નામે પુસ્તકમા ભવાઈઓનો સંગ્રહ કરવા યત્ન કર્યો, અને સર રમણભાઈએ 'રાઈનો પર્વત' એક ભવાઈ ઉપરથી રચ્યુ પણ 'રાઈનો પર્વત' રંગભૂમિ ઉપર એટલુ સચોટ બની શક્યુ નહિ, કારણકે રંગભૂમિ અને તેની કરામતોનુ અજ્ઞાન અને સાથે સાથે શિક્ષિત જનસુલભ ભારેખમપણુ બન્નેએ આ ઉત્તમ નાટકને રંગભૂમિ માટે અયોગ્ય બનાવ્યુ બાકી રંગભૂમિની દૃષ્ટિએ મણિલાલ નભુભાઈએ પણ યત્ન કરેલો એ દૃષ્ટિએ તેમણે તેમનું 'કાંતા' નામે નાટક રચ્યુ, પણ તે નાટકને જશ વર્યો નહિ અત્યારે તેને રંગભૂમિ ઉપર લાવવા માટે કોઈ સંભારતું પણ નથી

મરાઠી નાટકમંડળીઓની રંગભૂમિ ઉપરનો યશ જોઈ, મૂળ મુંબઈમા પારસીઓએ નાટકમંડળીઓ ઊભી કરી કે કાવસજી, બાલીવાલા, દાદાભાઈ પટેલ વગેરેનો પારસી કંપનીઓ ઊભી કરવામાં હિસ્સો હતો તેઓ રંગભૂમિની ભવ્ય સજાવટ અંગ્રેજીમાથી પારસી ગુજરાતીમા ઉતારેલા નાટકો

૨ Quoted p 257 Yajnik, The Indian Theatre

તથા ફારસો નાચ, ઇત્યાદિ ગોઠવી મનરંજનનાં સાધન તરીકે અને સામાન્ય જનની મનોવૃત્તિ પોષવા માટે નાટકોની યોજના કરતા. પારસીઓનાં ફારસો અને ભ્રષ્ટ ગુજરાતીમાં રચેલાં નાટકોએ લઈ લીધેલો રંગભૂમિનો ઇજારો જોઈ રંગભૂમિને સુધારવાના આશયથી દી. બ. રણછોડભાઈ ઉદયરામે પ્રથમ નાટકો લખ્યાં. ભવાઈની એક બાજુએ હલકટતા અને બીજી બાજુએ પારસીઓનાં નાટકોની સૂગ—એ બંનેને ટાળવા તેમણે 'હરિશ્ચન્દ્ર' અને 'લલિતાદુઃખદર્શક' નાટક લખ્યાં. એવામાં જ દયાશંકરની 'મુંબઈ ગુજરાતી,' વાઘજી ઓઝાની 'મોરબી' અને ડાહ્યાભાઈ ધોળશાની નાટક કંપનીઓ ઊભી થઈ. આ નાટક કંપનીઓમાં સામાજિક, પૌરાણિક અને ભાષાંતર કરેલાં નાટકો બતાવવામાં આવતાં. તેમાં વિચારોની નવીનતા, પાત્રોની ઊંચા પ્રકારની ખીલવટ, ઉત્તમ સંગીત, કે ઉદાત્ત ભાવનાવાળી કવિતાનો અભાવ હતો. રંગભૂમિની ભવ્ય સજાવટ, લાંબાં અને છટાદાર ભાષણો અને જે Romanticismને બર્નાર્ડ શોએ Spurious cheap and vulgar કહી વર્ણવ્યું છે, તેને ઉત્તેજતા આશયોથી ભરપૂર કવિતાઓ અને વચનો—આ જ તે વખતની અને કેટલેક અંશે અત્યારની રંગભૂમિની વિશિષ્ટતાઓ. હલકું—પીટ ક્લાસને સંતોષે તેવું—હાસ્ય અને ફારસો એ તો વધારામાં. લોકજીવનને આ નાટકો શી રીતે ઘડી શકે? નવી ભાવનાઓ, નવા વિચારો અને બૌદ્ધિક પ્રોત્સાહનોને આવી રંગભૂમિ કેવી રીતે આપી શકે? એ તો પ્રજાજીવનમાં ક્રાંતિ આવે તો જ બને. પ્રજાના સમગ્ર જીવનમાં ઉત્સાહનાં પૂર વહે ત્યારે જ રંગભૂમિ ઉપર પણ તે ઉત્સાહ વ્યાપે અને તેનો ઉદ્ધાર થાય.

મધ્યયુગ સંસ્કૃત નાટકનો અંધારયુગ હતો. ગુપ્તકાળ સંસ્કૃત નાટકનો સુવર્ણયુગ હતો. શાથી? મધ્ય યુગમાં હિંદુસ્તાનમાં સામાજિક તન્દ્રા વ્યાપી હતી; ગુપ્ત યુગમાં રાજા અને પ્રજામાં ઉત્સાહનાં અને સંસ્કૃતિનાં નવાં તેજનાં પૂર વહેતાં હતાં. મધ્યયુગમાં પ્રાન્તીય જીવનનો ઉત્સાહ ધર્મ પૂરતો જ આર્યાવર્તમાં હતો; અને તે ધર્મની કથાઓને રામલીલાઓ અને માણભટો લોકજીવનમાં વણી દેતા હતા. ગૂજરાતના મધ્યયુગના સાહિત્યમાં નાટ્યકલાનો ઉપયોગ સામાન્ય પરંપરાગત ધર્મની વાતો રજૂ કરવામાં અને સામાજિક જીવનના નિકૃષ્ટ અને હલકા પ્રસંગોથી લોકોમાં હલકી રમૂજ પેદા કરતી ભવાઈઓ ભજવવામાં કરવામાં આવતો. ગૂજરાતના સમગ્ર જીવનની અસ્મિતા ઉદ્દીપિત થયેલી નહિ; એને જ કારણે કહેવાતાં પ્રેમાનંદના નાટકોની પહેલાં જૂની ગૂજરાતીમાં નાટકોનું નામનિશાન પણ મળતું નથી. બર્નાર્ડ શો સત્ય કહે છે:

The truth is that the dramatic invention is the first effort of man to become intellectually conscious."[1]

અને આ વાતનો પુરાવો ઇંગ્લેંડના ઇતિહાસમાં ઇલિઝાબેથ રાણીના યુગમાં તથા સને ૧૯૧૪ના મહાયુદ્ધ પછીના યુગમાં આવેલા નાટ્યપ્રવૃત્તિના પૂર ઉપરથી પારખી શકીશું.

ગયા સૈકામાં પૂર્વની સંસ્કૃતિ સાથે પશ્ચિમની સંસ્કૃતિનો સંપર્ક થયો; સંપર્ક એકલો જ નહિ પણ આઘાત થયો. શિક્ષિત જનો તેનાથી અંજાયા; અને પોતાના લોહીના સ્પંદનો અને પોતાના હૃદયના ખરા ધબકારા ભૂલી પેલા આવના ધમાગને વશ થઈ તેની મોરલીએ નૃત્ય કરવા લાગ્યા. આમ ઉત્સાહનાં અને જીવનનાં મૂળતત્ત્વોને ત્યાગી, નકલી અને ઉછીનાં લીધેલાં તત્ત્વોને ઠઠારી મઠારી બતલાવવામાં જ પાછલો જમાનો ગયો. ખરી રીતે પશ્ચિમની સંસ્કૃતિનાં તત્ત્વોનું સમભાવી દૃષ્ટિએ ઉદ્દીપન કરી, આપણે ગયા સૈકામાં આપણું સંસ્કાર જીવન દિપાવ્યું હોત, આપણી વિશાળ જનતાને નહિ વિસારતાં તેમના જીવનનાં પ્રોત્સાહક તત્ત્વોને ઇજા ન થાય એવી રીતે સુધાર્યા હોત; તેમની બોલીઓ, લાગણીઓ, રીતરિવાજોને ક્રૂર બેદરકારીથી કે બાળી નાખે તેવાં કટાક્ષોથી ભરવા દીધાં ન હોત; તો શિક્ષિત સમાજ અને લોકજીવનનો કારમો ને વિઘાતક ભેદ ન પડત. પણ એ તો નવા અંગ્રેજી ભણેલાનો યુગ હતો. એ અંગ્રેજી ભણેલાઓએ પંડિતોનો વાડો રચ્યો. લોકજીવન પ્રત્યે સૂગ કેળવવામાં શિષ્ટતા દેખાઈ. સામાન્ય જનતા સાથે અતડાઈ એ સદ્ગુણ બન્યો. ભાષા સંસ્કૃતમય, બનાવટી અને ભારેખમ બની. લોકોના લોહીના ધબકારે ઘડાયેલા શબ્દો અને શબ્દવળોટો ખોવાયા, પડી રહ્યા અને વિસરાયા. આવા જમાનામાં જનતાને નવાં નેજ બતાવતી નાટ્યકળા તેની સોળ કલાઓ ક્યાંથી ખીલે ?

પણ જે પશ્ચિમના પુસ્તકિયા અને નકલિયા સંસ્કારોએ ન શીખવ્યું, તે આપણા રાષ્ટ્રીય અધઃપાતે અને આર્થિક મુશ્કેલીઓએ શીખવ્યું. કોંગ્રેસ અને સોવિયેટ રશિયાએ લોકજીવન પ્રત્યેની પંડિતવર્ગની સૂગ દૂર કરી. મહાયુદ્ધ પછીની આર્થિક બેકારીએ વિચારક શિક્ષિતવર્ગને ભાન કરાવ્યું કે કિસાનો કે મજદૂરોથી તે કોઈ રીતે પણ જુદો નથી, અને તેનું અને આખા દેશનું સમગ્ર ભાવી પાંડિત્યભર્યા અતડા ઉપદેશોમાં નહિ, પણ જેમને આપણો

1 Bernard Shaw: Plays: Pleasant; Preface.

હલકા, નકામા, ગામડિયા અને બિનકેળવાયેલા કહી અવગણ્યાં તેમની સાથે સંકળાયેલું છે.

પ્રજાકીય જાગૃતિ સમગ્રતાએ જ્ઞમૂકવી જોઈએ. પ્રજાના અમુક વિભાગમાં માનસિક તન્દ્રાનું અસ્તિત્વ આખા પ્રજાજીવનને માટે વિઘાતક છે; અને વળી પ્રજાનું ખરું જોમ અને ઉત્સાહના ઝગ પરદેશથી આવવાના નથી પણ પ્રજાના જીવનમાં જ વસેલા છે. તે ઝરા ઉપર વળી ગયેલો કચરો સાહિત્ય, પત્રકારત્વ, નાટકો વગેરેથી દૂર કરી શકાય. આ દષ્ટિએ રંગભૂમિનો ઉદ્ધાર એ પ્રજાજીવનના ઉદ્ધારનું આવશ્યક તત્ત્વ છે.

અત્યારે છાપાંઓમાં, મહાન વક્તાઓનાં ભાષણોમાં અને વિચાર-પ્રદર્શનમાં નાટકીય તત્ત્વ વધતું જ આવે છે. તાદશ્ય ચિતાર આપતા છાપાના લેખમાં કે દિલને હચમચાવી દે એવા કોઇ અપૂર્વ વક્તાના ભાષણમાં કે *નિવેદનોમાં શું નાટકીય તત્ત્વ ઓછું હોય છે ? નાટક એ સંસ્કૃતિને પ્રોજ્જ્વલિત* કરનારુ અને સમાજ-જીવનને ઉન્નત કરનારુ મહાન સાધન છે. આપણા દેશના આ કટોકટીનાં અને સાથેસાથે પુનરુત્થાનના દિવસોમાં તેની અવગણના કરવી એ એક પ્રકારનો આત્મઘાત છે. ખરાબ નાટકો ખરાબ વિદ્યામંદિરો જેવાં છે. સારાં વિદ્યામંદિરોની આવશ્યકતા આપણે સ્વીકારતા હોઈએ તો સારાં નાટ્યગૃહોની આવશ્યકતા કેમ સ્વીકારવી ન જોઈએ ? દેવમંદિરના સડા દૂર કરવા આપણે જેહાદ ઉઠાવીએ છીએ, તો નાટ્યગૃહોના સડા દૂર કરવા આપણે શીદ આળસ સેવી શકીએ ? "The theatre is growing in importance as a social organ Bad theatres are as mischievous as bad schools or bad churches; for modern civilization is rapidly multiplying the class to which the theatre is both school and church."[1]

ઊંચી કોટીની રંગભૂમિ એ પ્રજાના સંસ્કારજીવનનો માનદંડ છે. સંસ્કારજીવનની પડતી સાથે રંગભૂમિનો પણ અધઃપાત સંકળાયેલો છે. તેના અધઃપાતમાં રહેલી આસુરી વૃત્તિઓને દૂર કરવા પ્રોત્સાહક તત્ત્વોથી પ્રેરાયેલાં નાટ્યગૃહો ઊભાં કરવાની આપણે ત્યાં ખરેખરી આવશ્યકતા છે; જે નાટ્યગૃહોમાં લાગણીઓનું શુદ્ધીકરણ થાય અને બુદ્ધિપ્રદેશના અંધારાં વામી જાય, અને જ્યાં આત્મા તેજસ્વી અને વિશાળ બને. ચિત્તપ્રદેશના

1 Bernard Shaw ; Plays : Pleasant; Preface.

અંધકારને—આસુરી તિમિરને ટાળવા માટે નાટ્યનું સર્જન થયું છે, એમ નાટ્યના આદ્યદ્રષ્ટા ભરતમુનિનું પણ મંતવ્ય છે.[1]

ભરતમુનિએ જે સ્તુત્ય આશયથી નાટ્યનું સર્જન કર્યું હતું તે હેતુને અનુલક્ષી, નાટ્ય વિષે બેદરકારી સેવવી એ સંસ્કારજીવનને ઉતારી નાખનાર તત્ત્વ છે. એ સત્ય હૃદયમાં ઉતારવાની ખાસ જરૂર છે.

ગૂજરાતીનું સરકારી માનસ રંગભૂમિ જેવી ઉત્તમ સામાજિક સંસ્થા પ્રત્યે દોરાતું જાય છે. સ્વ. દી. બ રણછોડભાઈ ઉદયરામની શતાબ્દી પ્રસંગે ગૂજરાતની રંગભૂમિના આદ્યજનકની સ્મૃતિમાં " ગૂજરાત સાહિત્ય સભા "- એ " રંગભૂમિ—પરિષદ્ " બોલાવવાની જે યોજના કરી તે ખરેખર નૂતન ગૂજરાતનાં સાંસ્કારિક તેજ ઝીલતા તલસતા માનસની દ્યોતક યોજના છે. નાટક સંબંધી હલકા ખ્યાલો જૂની પરંપરામાં ઊછરેલી જનતાના દિલમાં વસેલા કોઈક વાર દીઠામાં આવે છે, તે સત્વર દૂર થવા જરૂરી છે. જેટલું શુદ્ધ સાહિત્ય, સાચુ પત્રકારત્વ અને નિર્મળ દેવમંદિરનું જીવનના ઘડતરમાં મહત્ત્વ છે, તેટલું જ વિશિષ્ટ રંગભૂમિનું મહત્ત્વ છે.

અત્યારે પ્રવર્તતી રંગભૂમિની સ્થિતિ પ્રાચીન પરંપરાની રહીસહી યાદ દેતા અને હાલ હલકા પડી ગયેલા તરગાળા, ભવૈયા વગેરે નટવર્ગો અને સંસ્કૃત નાટ્યશાસ્ત્રની પરપરાને સાચવી રહેલા ભાવમુદ્રાઓને જાણતા અભિનેતાઓ વગેરે—અનેકાનેક અવશેષોનો ઓછેવત્તે સંવાદી મેળ સાધવો જ જોઈશે. રંગભૂમિનાં તત્ત્વોના ઊંડા અભ્યાસ વિના લખાયેલાં તથા લોકજીવન અને લોકભાષાને એક બાજુએ રાખી રચાયેલાં નાટકોને ભજવવા વિદ્વાનોએ કરેલા યત્નો નિષ્ફળ ગયા છે; અને તે જાય જ તેમાં નવાઈ પણ નથી. ખરી રીતે લોકજીવનના ઝરામાંથી નાટ્યકલાની સેર ફૂટવી જોઈએ, અને જો તેમાંથી જ સ્વાભાવિક રીતે નાટક લખાયાં હશે તો રંગભૂમિ ઉપર તે જરૂર સફળ થશે. નાટકમાં આમવર્ગ આનંદને ખાતર જાય છે એ વાત ખરી;

---

૧ ભરતનાટ્યશાસ્ત્રઃ અધ્યાય ૧ શ્લો. ૯ થી ૧૬ માંથી ઉદ્ધૃતઃ

ग्राम्यधर्मप्रवृत्ते तु कामलोभवशं गते ।
ईर्ष्याक्रोधाभिसमूढे लोके सुखितदु:खिते ।
महेन्द्रप्रमुखैर्देवैः सक्तः किल पितामह ।
क्रीडनीयकमिच्छामो दृश्य श्रव्यं च यद्भवेत् ।
धर्म्यमर्थ्यं यशस्यं च सोपदेशं ससंग्रहम् ।
नाट्यं देवस्ततश्चक्रे चतुर्वेदाङ्गसम्भवम् ।।

પરંતુ ધીરેધીરે તે આનંદમાં પ્રેરક તત્ત્વો ભરી, અનિષ્ટ તત્ત્વો દૂર કરવામાં આવશે તો આમવર્ગ ધીમે ધીમે કેળવાતો જશે.

આ નાટ્યોદ્ધારના પ્રથમ પગલા તરીકે એક નાટ્યશિક્ષણમંદિર, બિનધંધાદારી અને ઉજ્જવલ ભાવનાથી પ્રેરાયેલા નટસમૂહો, પોળોમાં રામલીલાઓને સ્થાને નાટ્યપ્રયોગો ભજવતા નટોને પોતામા સમાવી તેમને નવી જ્યોતથી પ્રેરી, નવા નાટ્યપ્રયોગો ભજવવા વગેરે ઘણાં ઘણાં પ્રાથમિક કાર્યો, નાટકના ઉદ્ધાર માટે કરવાના છે રંગભૂમિનો આદર્શ આ પ્રમાણે ઉત્તરોત્તર પ્રજા સમક્ષ રજૂ થતો જશે તો જ અત્યારના ભભકભર્યા અધઃપાતને અનુભવતી રંગભૂમિ વધારે ને વધારે ઉન્નત થશે નાટ્યકારો પણ રંગભૂમિને સમજી અને લોકજીવનનાં તત્ત્વોને વિશુદ્ધતર બનાવતા નાટકો રચશે.

હેમચંદ્રના શિષ્યો રામચન્દ્ર અને ગુણચન્દ્રના શબ્દોમા:

"અલંકારથી ચમકતો વાર્તા-ઇત્યાદિનો પથ તો બિનમુસ્કેલીએ કપાય એવો છે; પરંતુ રસકલ્લોલથી ભરચક નાટ્યનો માર્ગ એવો સહેલો નથી.

"ગીત વાદ્ય કે નૃત્તની જેમને ગમ નથી, કે લોકજીવનનો મર્મ જેમણે પારખ્યો નથી, અભિનય જેને આવડતો નથી કે નાટ્યપ્રબંધો રચવા જેને ફાવતા નથી, તે કવિઓ આ નાટ્યથી બહિર્મુખ છે.

"ખરો કવિ તો એ કે જેની ભારતી નાટ્યમર્જનમા ખીલી ઊઠે છે અને જેની નાટ્યકૃતિથી માનવીઓ સુધાને તરછોડી તેના નાટકની રસોર્મિમાં એકતાન થઈ જાય છે."[1]

---

૧ નાટ્યદર્પણવૃત્તિના આદિશ્લોક (ગાયકવાડ ઓરિયેન્ટલ સિરીઝ નં. ૪૮, પાનું ૨૩).

અલ્કારમૃદુ પન્था कथादीना सुसचर. ।
दुःसंचरस्तु नाट्यस्य रसकल्लोलसंकुल. ॥
न गीतवाद्यनृत्तज्ञा लोकस्थितिविदो न ये ।
अभिनेतु च कर्तु च प्रबन्धास्ते बहिर्मुखा : ॥
स कविस्तस्य काव्येन मर्त्या अपि सुधान्धस : ।
रसोर्मिघूर्णिता नाट्ये यस्य नृत्यति भारती ॥

ગયો હોય એમ જ કંઈ થવા લાગ્યું છે. નાટકમાં જોવા સાંભળવા મળતું બધું જ વિશેષ કલાત્મક સ્વાંગમાં બોલપટમાં સોંઘે ભાવે જોવા મળતું જાણી પ્રેક્ષકસમૂહ બોલપટ તરફ વળ્યો છે. આટલે અંશે બોલપટે નાટકને ફટકો માર્યો એ હકીકતમાં તથ્ય છે એમ કહી શકાય.

પણ બોલપટને જ નાટકની અવનતિનું એક માત્ર કારણ માનવામાં ભૂલ થશે. નાટકમાં જો સત્ત્વ રહ્યું હોત તો આ આક્રમણનો પોતાની રીતે સામનો કરી કંઈ નહિ તો માનભેર તે ટકી તો જરૂર રહ્યુ હોત. બોલપટ જેવા નવા હરીફની સામે નાટક ટકી શક્યુ નહિ એ જ બતાવે છે કે આપણી રંગભૂમિ તથા તેની વર્ષોજૂની પ્રણાલીમાં જ ક્યાંક નબળાઈ હતી, જેને પાપે આમ થવા પામ્યું. ખરી રીતે સિનેમા અને રંગભૂમિ વચ્ચે દુશ્મનાવટનો જ સંબંધ હોવો જોઈએ એ વાત ગલત છે. યુરોપ અમેરિકામાં સિનેમાના અતિપ્રચાર છતાં રંગભૂમિનો આશકવર્ગ પણ એટલો જ બહોળો છે એ વાત જાણીતી છે. બંને તંદુરસ્ત હોય, સરખી તાકાત તથા કલા ધરાવતાં હોય તો બંને એકીસાથે ફૂલે ફાલે. આથી ગુજરાતી રંગભૂમિની અવનતિ માટે એકલાં બોલપટને નિંદવામાં સાર નથી તેમ સત્ય પણ નથી. બીજાં અને ખરાં કારણો તપાસવાં જોઈએ.

મોટામાં મોટું કારણ આપણી રંગભૂમિની અપ્રગતિશીલતા. આગળ વધતા અને પલટાતા જમાનાની તાસીર પ્રમાણે તેને અનુકૂળ ફેરફારો કરવાની દૃષ્ટિ કે દક્ષતા તેમાં ન હતા પોતાની જૂની ઘરેડમાં જ તેણે ચાલ્યા કર્યું. સાચ્ચી ઊંચી અભિનયકલાની ઊણપ પૂરવાનો પ્રયત્ન તેણે કર્યો નહિ. નાટક એ જીવનનું પ્રતિબિંબ પાડનાર અરીસો છે એ શેક્સ્પિયરે 'હેમ્લેટ' નાટકમાં પ્રતિપાદેલ સિદ્ધાંત આપણે ત્યાં ભુલાઈ ગયો. પરિણામે એક પ્રકારનો અસ્વાભાવિક અતિશયોક્ત અભિનય ગુજરાતી રંગભૂમિનું મુખ્ય લક્ષણ બની ગયો. એ ખરું છે કે જેમ ભાવ વધુ તીવ્ર કે ઉદ્દામ તેમ અભિનયનું ક્ષેત્ર વધે, તોપણ તેમાં સ્વાભાવિકતાની મર્યાદાનો લોપ થવો નહિ જોઈએ. નટો જોરથી ઘાંટા પાડી બધા ય રસમાં વીરરસનું અમુક પ્રમાણમાં મિશ્રણ કરી અમુક જ લઢણમાં બોલે અભિનયની સૂક્ષ્મ છટાઓ વડે પાત્રને સજીવ બનાવવાની કલા આ સંજોગોમાં આપણી રંગભૂમિમાં ક્યારેક જ કોક પ્રતિભાશાળી નટદ્વારા મળે એવીજ પરિસ્થિતિ વર્ષો સુધી રહી.

અભિનયકલાની ખામીનું એક કારણ બહુધા અશિક્ષિત નટવર્ગ જ નાટકમંડળીઓમાં રોકવામાં આવતો તે છે. નાટકના નટો એટલે હલકા માણસો, કે નાટકનો ધંધા એટલે હીનરતો ધંધો એવો જનતાનો અભિપ્રાય ઘણું કરીને

પણ આના મૂળમાં હોય તો હોય. ગમે તેમ, પણ દહાડે દિવસે વધુ વધુ તીવ્ર બનતા જીવનસંગ્રામને અંગે આખા દિવસની મહેનત પછી ગોડી રાતના ઉજાગરા કરવાની વૃત્તિ બહુ ઓછાને થાય. એ જોતાં નાટકનો સમય ફરવો જરૂરી હતો. અલબત્ત આ પરિસ્થિતિ નાટકમંડળીના માલિકોએ પારખી ખરી, તેથી જ તેમણે તહેવારો તથા રવિવાર જેવા રજાના દિવસોએ દિવસના ખેલો ભજવવાની શરૂઆત કરી છે. છતાં ચારપાંચ કલાકનું લખાણ ગયું નહિ.

પણ નાટકના ગેરલાભમાં મોટી વસ્તુ એક એ ગઈ કે શિષ્ટ સંસ્કારી રસવૃત્તિને પોષે કે સંતર્પે એવી નાટચરચનાઓ રંગભૂમિને મળી નહિ. રંગભૂમિનાં નાટકો સાહિત્યદૃષ્ટિએ અતિસામાન્ય હોય અને સાહિત્યદષ્ટિએ મૂલ્યવાન એવી નાટચરચનાઓ રંગભૂમિને માફક આવે નહિ, એવી વિષમ પરિસ્થિતિ આપણે ત્યાં પ્રવર્તતી ગઈ. પરિણામે એ બે વચ્ચેનું અંતર વધતું જ ગયું, અને 'રાઈનો પર્વત' જેવું નાટક ભજવવાનો પ્રયોગ નિષ્ફળ ગયો. આથી પ્રતિભાશાળી સાહિત્યકારવર્ગનો સાથ કે સહકાર રંગભૂમિને મળતાં અટકી ગયો, સામાન્ય કક્ષાના લેખકોનાં નાટકો ભજવાયે ગયાં, અને એવાં નાટકો જ રંગભૂમિને સદતાં જોઈ અન્યથા સારું આપી શકે તેવો નાટકલેખકોનો વર્ગ પણ એ બરનો માલ જ પૂરો પાડયે ગયો. વળી નાટકોની આખી ચોપડીઓ પ્રકાશિત નહિ થતી હોવાથી તેમની ખરી કિંમત આંકવાનું એક તરફથી પ્રજાને માટે અશક્ય બની ગયું. તેવી જ રીતે મનસ્વી અને પોતે ઘણું જાણે છે એવો ફાંકો રાખનાર કેટલાક નટોને પોતા તરફથી એના પ્રયોગ વખતે ઘણું નવું ઉમેરવાની અણઘટતી છૂટ પણ મળતી. આમ આવાં અનેક કારણોથી લોકરુચિ આપણી રંગભૂમિ પ્રત્યે ઉદાસીન બનવા જતી હતી ત્યાં એમને જોઈતી સામગ્રી પૂરી પાડનાર બોલપટો આવ્યાં એટલે નાટકની અવનતિને વેગ મળ્યો.

આ બધા માટે જવાબદાર કોણ? લેખકો, નટો, નાટકમંડળીના માલિકો, પ્રેક્ષકો, કોણ? ખરું કહીએ તો બધા જ વત્તાઓછા જવાબદાર છે. નાટકલેખકો ( ખરી રીતે તેમને 'કવિઓ' કહેવામાં આવે છે ) કહેશેઃ 'અમે શું કરીએ? નાટકમંડળીના માલિકો જે બરનો માલ અમારી કને માગે તે જ અમારે તો આપવો રહ્યો ને? પૈસા તો તેમની પાસેથી અમને મળે છે ને!' માલિકો કહેશેઃ 'શું કરીએ! પ્રેક્ષકો એવું જોવા માગે ત્યારે અમારે કંઈ એમ કર્યા વગર છૂટકો છે! ઘણું જાણીએ છીએ કે વધુ સંસ્કારી ધોરણે ધંધો કરીએ, પણ અમને કમાણી કરાવે છે તે તો તમે

નાટકો સારા સાહિત્યકારોની કૃતિઓ હોય એટલું જ બસ નથી, તે બધાં સળંગ છપાવાં પણ જોઈએ. આથી રંગભૂમિ અને શિષ્ટ નાટકો વચ્ચેનું અંતર સંધાશે એટલું જ નહિ, પણ નટવર્ગને પણ પોતાની જવાબદારીનું ભાન આવશે ને વધશે. સમસ્ત જનતા એ કૃતિ વિષે ચોક્કસ નિર્ણય પણ આથી બાંધી શકશે એ લાભ પણ નાનો નથી. આ સાથે ભજવાતી નાટ્યકૃતિઓની સમગ્રપણે સ્પષ્ટ અને નીડર સમાલોચનાઓ માસિક અઠવાડિક પત્રોમાં થતી રહેવી જોઈએ, અને જતે દહાડે એક સ્વતંત્ર પત્ર રંગભૂમિની આવી વિવેચના માટેનું પણ નીકળવું ને પોષાવું જોઈએ. ફ્રી કે કોમ્પ્લીમેંટરી પાસ આપી સારા રિપોર્ટો લખાવ્યાનું ને તેવા લેખકોને લખી આપ્યાનું ફળ તે આપણી રંગભૂમિની દુર્દશા. એવાં પ્રલોભનોનું આકર્ષણ પણ સાવ બંધ થઈ જવું જોઈએ.

આવું થશે ત્યારે સાચી અભિનયકલાની ઉપાસના માટે જોઈતું ક્ષેત્ર તૈયાર થયું હશે તેમ જ તેને અનુકૂળ વાતાવરણ સર્જાયું હશે. એવે સમયે સંખ્યાબંધ ઊગતી શક્તિઓવાળા કેળવાયેલા જુવાનો પણ આ ક્ષેત્રમાં ઝુકાવશે, અને નટવર્ગ માટેનો હલકો અભિપ્રાય ત્યારે સાવ ફરી જશે. ત્યારે સ્ત્રીઓ પણ નટીઓ તરીકે રંગભૂમિ પર દેખા દેવા લાગશે, અને પુરુષો સ્ત્રીનો પાઠ ભજવે છે એમાં દેખાતી કૃત્રિમતા એની મેળે દૂર થશે. વિષયની, લેખકોની કે લોકાદરની જરાય તાણ રંગભૂમિના વ્યવસ્થાપકોને પછી નડશે નહિ. રંગભૂમિ પર જેમને અભિનયસિદ્ધિ સાંપડી હોય તેવાં કુશળ નટનટીઓ માટે ફીલ્મ કંપનીઓ પણ પડાપડી કરી તેમને તેમની શક્તિ તથા પ્રતિભાને યોગ્ય એવા બહોળા ક્ષેત્રમાં લઈ જશે. યુરોપ અમેરિકામાં અત્યારે આમ ચાલી જ રહ્યું છે, અને રશિયામાં તો અત્યારે સિનેમાનટો મોટે ભાગે રંગભૂમિમાં પણ સાથોસાથ કામ કરતા હોય છે એવું જાણ્યું છે.

ચિત્રપટ નાટકને હમેશને માટે દૂર ધકેલી દેશે એ ભય આખરે સાચો નથી. ચિત્રપટની કેટલીક ખામીઓમાં મુખ્ય એ છે કે એમાં મૂળ અભિનય અને પ્રેક્ષકો આગળ થતી તેની રજુઆતમાં ફોટોગ્રાફી તથા સ્વયંત્રનું વ્યવધાન હોય છે. ફોટોગ્રાફ કરતાં જેમ પ્રત્યક્ષ વ્યક્તિ, અને રેકર્ડના સંગીત કરતાં જેમ પ્રત્યક્ષ ગાનારનું સંગીત બીજા કશા પડદા કે વ્યવધાન વિના આપણી વધુ નજીક છે અને શુદ્ધ કલા તરીકે તેનો ઉપભોગ ને મૂલ્યાંકન કરવા માટે વધુ સવડ આપે છે, તેવી રીતે રંગભૂમિ શુદ્ધ અભિનયકલાનું પ્રત્યક્ષ ( first-hand ) દર્શન કરાવતી હોવાથી તેનું અસ્તિત્વ જરૂરી છે અને તેથી તેનો સમૂળો લોપ થવો જ અશક્ય. જરૂર છે તે રંગભૂમિને

'પિટકલાસિયા' કહો કે ગમે તે કહો પણ તેવા પ્રેક્ષકો જ ને ?' અને પ્રેક્ષકો ? તેમને આવું આપ્યા કરી તેના જ શોખીન બનાવી દેનાર કોણ ? એથી સારું તેઓ નહિ સ્વીકારે અને તેથી કમાણી પર કાપ પડશે એ ભયથી તેમને હલકા પ્રકારનાં જ નાટકો આપવામાં આવ્યાં હોય, પછી એ કેવી રીતે બીજું વધુ સારું માગે કે માણી શકે ? આ બધાની અસર નટવર્ગ પર પણ બીજી શી થાય ? એ પોતે જે રીતે પોતાનો પાઠ ભજવતો હોય તેમાંથી ઉપર શી રીતે આવે ? પરિણામે કશી પ્રગતિ થઈ નહિ, અને રંગભૂમિ પોતાની બધિયાર પ્રણાલિકાઓની નાગચૂડમાંથી છૂટી નહિ.'

ત્યારે, શું થાય તો ગુજરાતી રંગભૂમિ સુધરે અને સારા દી દેખે ? જે કારણોએ રોગને જન્માવ્યો હોય તે કારણોને દૂર કરવાથી રોગ મટે એ રીતે જોતાં ઉપર ગણાવી તે બધી ખામીઓને દૂર કરાય તો સુધારણાને પંથે ઘણું થયું કહેવાય. રંગભૂમિની સુધારણામાં અત્યારનાં બોલપટો અમુક અંશે માર્ગદર્શક થઈ શકે. અત્યારના પ્રવૃત્તિશીલ ધમાલિયા જમાનામાં જીવન-વિગ્રહમાં ઝઝૂમવામાં જ રોકાતા બધા સમયમાંથી બહુ ઓછો બચાવવાનું માણસો માટે શક્ય છે. એ જોતાં એ અઢી કલાકની જ નાટકની સમય-મર્યાદા બંધાવી જોઈએ. રા. જમનની મંડળીને મળેલી થોડીક ફતેહ આ ફેરફારને આભારી હતી તેમાં શક નથી. ટિકિટના દર સિનેમાના દરની હારમાં આવીને ઊભા રહે તેવા કરવા જોઈએ. શુદ્ધ શાસ્ત્રીય સંગીત તથા નૃત્ય, અભિનયકલાની ઊંચી રસદષ્ટિ, જેમાં અભિનયના અતિયોગ (over-acting) કે હીનયોગ (under-acting) નો સાવ છેદ ઊડી જ જાય, તથા શિષ્ટ લેખકોનો સહકાર એ ત્રણ અતિ અગત્યની બાબતો સાધવા તરફ પણ પ્રધાન લક્ષ રખાવું ઘટે. વધુ સંસ્કારી કલાનું ધોરણ ચાર આનાની ટિકિટવાળો વર્ગ નહિ સમજી અપનાવી શકે એ બીતિ નકામી છે. ન્યુ થિયેટર્સ કંપનીનાં 'દેવદાસ' આદિ ચિત્રપટોએ આબાલવૃદ્ધ બિનસંસ્કારી પિટ-વર્ગને પણ આકર્ષેલ છે એ તો તાજી જ વાત છે. આ બધા સાથે સમા-જના રોજના સળગતા પ્રશ્નો ઉપાડી જે વાતાવરણમાં આપણે શ્વાસોચ્છ્વાસ લઈ રહ્યા છીએ તેનું સજીવ ને સાચું પ્રતિબિંબ રંગભૂમિના સાધનદ્વારા આપી જીવન સાથે સહકાર બાંધવાનો પ્રયાસ પણ રંગભૂમિએ અત્યારથી આદરી દેવો જોઈએ. અભિનેતાવર્ગ પણ કેળવાયેલા સમૂહમાંથી ચૂંટાવો જોઈએ અને વધુ વધુ અભિનયકલાના સાચા ઉપાસક એવા જુવાનોને આ ક્ષેત્ર તરફ આકર્ષવા પણ જોઈએ.

•

નાટકો સારા સાહિત્યકારોની કૃતિઓ હોય એટલું જ બસ નથી, તે બધાં સળંગ છપાવાં પણ જોઈએ. આથી રંગભૂમિ અને શિષ્ટ નાટકો વચ્ચેનું અંતર સંધાશે એટલું જ નહિ, પણ નટવર્ગને પણ પોતાની જવાબદારીનું ભાન આવશે ને વધશે. સમસ્ત જનતા એ કૃતિ વિષે ચોક્કસ નિર્ણય પણ આથી બાંધી શકશે એ લાભ પણ નાનો નથી. આ સાથે ભજવાતી નાટ્યકૃતિઓની સમગ્રપણે સ્પષ્ટ અને નીડર સમાલોચનાઓ માસિક અઠવાડિક પત્રોમાં થતી રહેવી જોઈએ, અને જતે દહાડે એક સ્વતંત્ર પત્ર રંગભૂમિની આવી વિવેચના માટેનું પણ નીકળવું ને પોષાવું જોઈએ. ફ્રી કે કોમ્પ્લીમેંટરી પાસ આપી સારા રિપોર્ટો લખાવ્યાનું ને તેવા લોકોને લખી આપ્યાનું ફળ તે આપણી રંગભૂમિની દુર્દશા. એવાં પ્રલોભનોનું આકર્ષણ પણ સાવ બંધ થઈ જવું જોઈએ.

આવું થશે ત્યારે સાચી અભિનયકલાની ઉપાસના માટે જોઈતું ક્ષેત્ર તૈયાર થયું હશે તેમ જ તેને અનુકૂળ વાતાવરણ સર્જાયું હશે. એવે સમયે સંખ્યાબંધ ઊગતી શક્તિઓવાળા કેળવાયેલા જુવાનો પણ આ ક્ષેત્રમાં ઝુકાવશે, અને નટવર્ગ માટેનો હલકો અભિપ્રાય ત્યારે સાવ ફરી જશે. ત્યારે સ્ત્રીઓ પણ નટીઓ તરીકે રંગભૂમિ પર દેખા દેવા લાગશે, અને પુરુષો સ્ત્રીનો પાઠ ભજવે છે એમાં દેખાતી કૃત્રિમતા એની મેળે દૂર થશે. વિષયની, લેખકોની કે લોકાદરની જરાય તાણ રગભૂમિના વ્યવસ્થાપકોને પછી નડશે નહિ. રંગભુમિ પર જેમને અભિનયસિદ્ધિ સાંપડી હોય તેવાં કુશળ નટનટીઓ માટે ફીલ્મ કંપનીઓ પણ પડાપડી કરી તેમને તેમની શક્તિ તથા પ્રતિભાને યોગ્ય એવા બહોળા ક્ષેત્રમાં લઈ જશે. યુરોપ અમેરિકામાં અત્યારે આમ ચાલી જ રહ્યું છે, અને રશિયામાં તો અત્યારે સિનેમાનટો મોટે ભાગે રગભૂમિમાં પણ સાથોસાથ કામ કરતા હોય છે એવુ જાણ્યું છે.

ચિત્રપટ નાટકને હમેશને માટે દૂર ધકેલી દેશે એ ભય આખરે સાચો નથી. ચિત્રપટની કેટલીક ખામીઓમાં મુખ્ય એ છે કે એમાં મૂળ અભિનય અને પ્રેક્ષકો આગળ થતી તેની રજુઆતમાં ફોટોગ્રાફી તથા રજતપટનું વ્યવધાન હોય છે. ફોટોગ્રાફ કરતા જેમ પ્રત્યક્ષ વ્યક્તિ, અને રેકર્ડના સંગીત કરતાં જેમ પ્રત્યક્ષ ગાનારનું સંગીત બીજા કશા પડદા કે વ્યવધાન વિના આપણી વધુ નજીક છે અને શુદ્ધ કલા તરીકે તેનો ઉપભોગ ને મૂલ્યાંકન કરવા માટે વધુ સવડ આપે છે, તેવી રીતે રંગભૂમિ શુદ્ધ અભિનયકલાનું પ્રત્યક્ષ ( first-hand ) દર્શન કરાવતી હોવાથી તેનું અસ્તિત્વ જરૂરી છે અને તેથી તેનો સમૂળો લોપ થવો જ અશક્ય. જરૂર છે તે રંગભૂમિને

પોતાને પરિશુદ્ધ થવાની, અને તે કામમાં કદાચ, આગળ કહ્યું તેમ, સાંપ્રત ખેલપટ પાસેથી એને કેટલુંક દિશાસૂચન મળી રહે ખરુ. આમ થાય તો અને ત્યારે પશ્ચિમના દેશોની માફક રંગભૂમિ તથા સિનેમા બંને પોતપોતાનાં ક્ષેત્ર સંભાળી લોકરંજન અને લોકશિક્ષણ એકસરખી રીતે કરતાં રહે.

ત્યારે, ગુજરાતની રંગભૂમિ અમુક ચોક્કસ પ્રકારની સુધારણા માગે છે. અંગ્રેજીમાં એક કહેવત છે કે કોઈ કામ માટે ક્યારેય બહુ મોડું થતું જ નથી, તે પ્રમાણે સવેળા હજી યે ચેતી જઈ ઉપર જે રૂપરેખા બતાવી તે પ્રકારના આવશ્યક સુધારા કે ફેરફાર કરવામાં આવે તો આપણી રંગભૂમિ છેલ્લા મૃત્યુશ્વાસ ખેંચે છે તેમાંથી બેઠી થશે. નહિતર સાવ વિનાશરૂપી કાળું ભાવિ બહુ દૂર નથી. મોડું થશે તો નવસર્જન માટે જૂનવાણી ને કાલગ્રસ્ત પ્રણાલિકાના આત્યંતિક વિનાશરૂપી જલદ ઉપાય અખત્યાર કરવાનો પણ વખત આવે.

રંગભૂમિ ખાતે મૂડી રોકનાર એકહથ્થુ માલિકો આ દિશામાં પ્રયાસ કરે તો પ્રથમ આર્થિક નફાની આશા મૂકીને તેમણે કામ કરવું જોઈએ, એટલું જ નહિ પણ આર્થિક નુકશાન કે ખોટ માટે પણ પ્રાથમિક ભૂમિકામાં તો તેમણે તૈયાર રહેવું જોઈએ. એક તો રંગભૂમિનું આકર્ષણ ધંધા તરીકે કમી થયું છે તથા મૂડી સિનેમા કે એવામાં રોકવા તરફ વલણ વધતું જાય છે એવે વખતે કદાચ જોઈતા પ્રમાણમાં રંગભૂમિ પાછળ નાણાં રોકવા તેમજ પ્રથમ તો આવી બિનસલામત રીતે રોકવા મૂડીદારો બહાર આવે જ નહિ એ સંભવ આ જોતાં બહુ મોટો લાગે છે. અને જેઓ આ ક્ષેત્રમાં મૂડી પાથરીને બેઠા છે તેમની તો જે કંઈ રહી છે તેટલી કમાણીને જોખમાવવા છાતી ચાલવાની નહિ. આથી આ દિશામાં તેમના જ પર સામટો આધાર રખાય તેમ નથી.

આને માટે બીજા એક વર્ગ પર નજર પડે છે તે છે સુશિક્ષિત જુવાનો. શાળા કૉલેજોમાંથી નીકળ્યા બાદ વધુ વધુ સખત થતા જતા આ બેકારીના યુગમાં બીજું કશું ન સૂઝતાં માત્ર નોકરી માટે જ વલખાં મારવા કરતાં જેમનામાં નિસર્ગદત્ત અભિનયવૃત્તિ હોય તેવા જુવાનો આ ક્ષેત્ર તરફ વળે તો શું ખોટું ? એમના જેવા વર્ગ માટે અત્યાર સુધી લગભગ અક્ષુણ્ણ રહેલ આ ક્ષેત્ર એમની પ્રતિભાને ચમકવા માટે બહોળો અવકાશ આપશે એમાં શક નથી. અલબત્ત, તેમણે ય પોતાના જૂના સંસ્કારો ભૂંસી નાખી નવેસરથી નવી દિશામાં પ્રસ્થાન કરવું પડશે. કારણ, શાળાકૉલેજોમાં

વિદ્યાર્થીઓ વડે ભજવાતા નાટ્યપ્રયોગો કે અત્યારમા આપણી રંગભૂમિ પર ભજવાતા નાટકોની કઢંગી વાનરનકલ જ ઘણી વાર થતી હોય છે એવી અનેકોની ફરિયાદ સાચી છે પણ સદ્ભાગ્યે હવે કલાદૃષ્ટિ વધતી જતી સ્પષ્ટ જણાય છે રા. ચંદ્રવદન મહેતા જેવા ઉત્સાહી અભિનેતાએ યોજેલા કેટલાક નાટ્યપ્રયોગો, તેમજ કેટલીક આગળપડતી શાળાપાઠશાળાઓના છૂટક પ્રયોગો આ વાતની સાક્ષી પૂરે છે એટલે સુશિક્ષિત યુવકો આ કામ ઉપાડી લઈ અભિનયકલાની ઉપાસના કરે તો તેઓ ઘણુ કરી શકે એમ છે, કારણ આ રીતે વાતાવરણ અનુકૂળ થતું જાય છે

સહકારી ધોરણે સુસંગઠિત પાયા પર આવી સુશિક્ષિત અભિનેતાઓની નવી ગુજરાતી રંગભૂમિ રચાય, તેના વ્યવસ્થાતંત્ર, નિર્વાહ, બંધારણ ઇ૦ની યોજનાઓ ક્રમે ક્રમે વિચારાય અથવા તો પ્રથમથી એ વિષયના રસિયા તથા અનુભવીએ ઘડી કાઢેલી હોય અલબત્ત આમા વ્યવહારૂ મુશ્કેલીઓનો ઢગલો પાછળથી ઊભો થાય પણ એનો તો માર્ગ થઈ રહે અનેક પ્રયોગો-માથી મળેલા અનુભવથી ઘડાતા જઈ ચોક્કસ યોજના કે કાર્યદિશા પાછ-ળથી નક્કી થાય જ્યા કામ કરવાની ખરી ઇચ્છા હોય ત્યા માર્ગ નીકળી જ રહેવાનો આવુ કંઈક કાર્ય થાય ત્યારે ‘ અપ્પો,’ નરસૈંયો, ’ ‘ રમકડાની દુકાન ’ તથા ‘ આગગાડી ’ જેવા પ્રયોગો ખંતપૂર્વક ભજવનાર રા. ચંદ્રવદન મહેતા જેવા અભિનયકલાના ઉપાસકોની દૃષ્ટિ, શક્તિ તથા અનુભવનો લાભ તેને એની મેળે મળી રહેશે અને એ લાભ નવી રંગભૂમિનો યોગ્ય રાહબર પણ થશે હિંદના બીજા પ્રાન્તોની રંગભૂમિ તરફ પણ નજર નાખતા રહી, યુરોપ અમેરિકાની એ વિષયસંબંધી પરિસ્થિતિ, પ્રગતિ ઇ૦ નો અભ્યાસ કરતા રહી, આપણી રંગભૂમિનો દિનપ્રતિદિન વિકાસ સાધવાની અચૂક નેમ જ પછી તો રંગભૂમિના આ સમુદ્ધારકોની રહે પરિણામે, અત્યારે કોઈ પણ ભારતવર્ષીય કીર્તિવાળો ગુજરાતી નટ આપણે ત્યા ન હોવાનુ મહેણું ટળી જશે, અને ગુજરાતના શિશિરકુમારો અને બાળગાંધર્વો, સુંદરીઓ અને સાયગલો ગુજરાતી રંગભૂમિને દિપાવશે નૃત્ય, સંગીત, અભિનય, ચિત્ર, વેશ-પરિધાન આદિ સર્વ કલાઓનુ ભરતમુનિએ જેને ભાજન માન્યુ છે એવા નાટકમા આપણી કલાદૃષ્ટિ જેટલી ઊંચી થતી જશે તેટલી પ્રગતિ થશે. એ દિવસ વહેલો આવે એવી હરેક કલાપ્રેમી ગુજરાતીની ઇચ્છા હોય જ *

———o———

* રંગભૂમિ પરિષદની બેઠક પહેલા ‘કૌમુદી’ના દિવાળી અંકમા પ્રથમ પ્રગટ થયેલો લેખ.

# ગૂજરાતની રંગભૂમિ

શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ

## સુધારણાનો વિકટ સવાલ

દી. બા. રણછોડભાઈ શતાબ્દીની ઉજવણીને પ્રસંગે અમદાવાદની ગૂજરાત સાહિત્ય સભાએ એક રંગભૂમિ પરિષદ આવતા માસના પહેલા અઠવાડિયામાં ભરવાનું ઠરાવ્યું છે.

પરિષદના પ્રમુખ તરીકે શ્રી. રમણલાલ દેસાઈ બિરાજશે. આ પરિષદની ઉપયોગિતા વધારવાને તેમાં નાટ્યલેખકો, રંગભૂમિના મંચાલકો, બોલપટના ધંધાના નિષ્ણાતો, સુનટ નટો અને કવિઓ ભાગ લે તો એક મહત્ત્વના પ્રશ્ન સંબંધે સરસ ચર્ચા તો જરૂર થઈ શકે

### રંગભૂમિના પ્રશ્નો

આ મહત્ત્વનો પ્રશ્ન રંગભૂમિની સુધારણાનો છે.

રંગભૂમિને સુધારવાની જરૂર છે? અભિનવ બોલપટોએ રંગભૂમિને વધુ ને વધુ પ્રગતિશીલ બનવાની ફરજ પાડી નથી? બોલપટ કરતાં નાટકની રંગભૂમિના જે કેટલાક વિશિષ્ટ અંશો છે તે અંશોને વિકસાવવા નાટ્યમંચાલકોએ શું યત્નો કર્યા નથી? એ યત્નો કઈ દિશાએ થવાની જરૂર છે?

### ધંધાદારીઓના હાથમાં

જનતાની રસરુચિમાં અને જીવનવિષયક મહાપ્રશ્નો સંબંધે જનતાને ઉચિત દિશાનું દર્શન કરાવવા સંબંધમાં રંગભૂમિમાં જે સામર્થ્ય રહેલું છે. તે જોતાં એ સામર્થ્યનો જનતાને માટે માર્ગમાં સારો ઉપયોગ કરવો એ પણ રાષ્ટ્રભક્તિનો જ એક પ્રકાર છે.

પ્રાચીન કાળનાં સંસ્કૃત અને પ્રાકૃત નાટકો, પછી ભવાઈનો થયેલો વિકાસ અને પછી આપણે ત્યાં ઉત્પન્ન થયેલી રંગભૂમિ અને છેલ્લે આવેલા ચિત્રપટ-બોલપટ એ બધાનો ઉપલક ઇતિહાસ અવલોકતાં એટલું તો જરૂર જણાશે કે પ્રાચીન કાળમાં જે રંગભૂમિ કલાવિદોને હસ્તગત હતી અને જેને રાજાઓ તથા ધનવાનોનું જ મુખ્યત્વે ઉત્તેજન મળતું, તે રંગભૂમિ આજે થોડા કલાવિદોની સહાય છતાં મોટે ભાગે ધંધાદારીઓના હાથમાં જઈ પડી છે અને એ ધંધાને પણ સામાન્ય જનતાના ઉત્તેજન, આનંદ, શોખ, રુચિ ઇત્યાદિ ઉપર નિભાવ કરવો પડે છે.

### આંતર કલાતત્ત્વ

રંગભૂમિનું અધઃપતન અને તેમાં દાખલ થયેલો અતિશય અપરસ મુખ્યત્વે આ કારણને આભારી છે. વિજ્ઞાનના વિકાસ સાથે રંગભૂમિનું બાલ

તંત્રવિધાન વિકસ્યું છે. આંખ-કાનને ચમકાવે તેવાં દૃશ્યો, અને સંગીતાદિ ખૂબ આગળ વધ્યાં છે, એ દિશામાં યુરોપની રંગભૂમિએ પણ દીલને ઘણું નવું શીખવ્યું છે, પરંતુ રંગભૂમિનું આંતર કલાતત્ત્વ તો ઊતરતું જ રહ્યું છે, તેની ના કહી શકાય તેમ નથી

## રસવૃત્તિ પોષો

તેમનું અસ્તિત્વ મિટાવી દે તેવા પ્રકારનાં નાટકોની ઉપયોગિતા તેમને ગમે તેટલી સમજાવવામાં આવે તોપણ તેનો ઉપયોગ નથી.

છતાં એક વાત વીસરવા જેવી નથી. જે જનતાને રંગભૂમિમાં રસ છે અને જેના ઉત્તેજન ઉપર રંગભૂમિ ટકી રહી છે તે જનતા કેવળ અપરસમાં જ આનંદ માણે છે એ માન્યતા એકાંતિક અને ભૂલભરેલી છે.

તેમની રસવૃત્તિને સુધારી શકાય તેમ છે. એ પ્રશ્ન બાજુએ મૂકીએ તોપણ એ રસવૃત્તિને પોષી શકાય તેવાં નાટકો આજે પણ રંગભૂમિને માટે અશક્ય નથી.

## મધ્યમ જનતાનો રસ

અધમ કોટીના પ્રેક્ષકવર્ગને બાદ કરતાં મધ્યમ જનતાની રસવૃત્તિ સાચા કલાતત્ત્વની કદર કરવા જેટલી સંસ્કારી હોય છે. કોઈ કોઈ ગૂજરાતી નાટકો, કેટલાંક મરાઠી નાટકો અને કેટલાંક બોલપટો કે જેમાં અપરસ અને કૃત્રિમતા નથી અથવા ન્યૂન છે અને કલાતત્ત્વને સરસ રીતે બહેલાવવામા આવ્યું હોય છે તેમાં જનતાએ દાખવેલો રસ શું એ કથનના પ્રમાણરૂપ નથી?

નાટકની અને બોલપટની રંગભૂમિ એ દિશામાં કેમ વળતી નથી? તેનાં મુખ્ય બે કારણો હું જોઉં છું: એક કારણ તો કેવળ ધંધાની દૃષ્ટિ કે જે નિર્મળ કલાતત્ત્વ કરતા પ્રેક્ષકો શામાં રસ ધરાવશે તે વિષેની ગણતરી વધુ-પડતી કરે છે, અને બીજું ઉત્તમ કલાતત્ત્વથી યુક્ત પ્રયોગોનો આદર્શરૂપે અભાવ. બોલપટોની રંગભૂમિની અસર નાટકની ખિલવણીને પ્રેરી રહી છે, પરંતુ પુનઃ બોલપટની રંગભૂમિમા ધંધાદૃષ્ટિ પ્રાધાન્ય ભોગવે છે.

## ધંધાદારી ગર્વ

કોઈ કોઈવાર એમેચ્યુઅર નાટકો અમદાવાદ જેવા સ્થળે થાય છે. તેમાં ધંધાદારી રંગભૂમિનું ઉદ્દામ તત્ત્વ નથી હોતું તેથી ધંધાદારી રંગભૂમિના સંચાલકોને તેમાં નીરસતા લાગે છે, એટલે એવા પ્રયોગોમાંથી પોતે કંઈ પણ ગ્રહણ કરવા જેવું હોય એમ તેમને લાગતુ નથી!

કેટલાંક સરસ બોલપટોમા કલાના સુનંદા નિષ્ણાતોએ અને તેનાં વસ્તુ-વિધાનમાં સુનંદા માનસશાસ્ત્રકારોએ એ રસ પૂર્યો હોય છે તેનુ ભાન આપણી નાટકની રંગભૂમિના સંચાલકોને હોય તેમ લાગતુ નથી. છેલ્લામાં છેલ્લા નાટકોમાં પણ રસદૃષ્ટિની અને વસ્તુવિધાનની જે ખામીઓ જનતામાં આવે છે તે ઉપરથી એવા જ નિર્ણય ઉપર આવવું પડે છે.

## નિર્મળ કલાભક્તિ

આ અગત્યના મુદ્દાઓ પર રંગભૂમિ પરિષદમાં વિચારોની આપ લે થવી જોઈએ છે, એટલું જ નહી પણ બિનધંધાદારી કલાનિષ્ણાતો પોતાની નિર્મળ કલાભક્તિનો સપ્રયોગ ઉદાહરણોદ્વારા ધંધાદારી ભૂમિની સુધારણામાં હિસ્સો આપવા સમર્થ છે અથવા સમર્થ હોઈ શકે એ વાત જેટલી યુરોપના દેશોમા સ્વીકારાઈ છે તેટલી આપણે ત્યાં સ્વીકારવી જોઈએ.

એવા પ્રયોગો સામાન્ય ધંધાની દૃષ્ટિથી કે વધુ આવક કરીને નફો વાળવવાની દૃષ્ટિથી કરાયેલા હોતા નથી. તેની પાછળ કોઈ પણ જાહેર સંસ્થાનું બળ હોય છે. એટલે વધુ કે ઓછા ખર્ચની તેને ખાસ ચિંતા હોતી નથી. એ કારણથી જનતાના રસની દૃષ્ટિ પણ તેમાં અપરસને પ્રવેશ કરવા દેતી નથી અને જનતાની અપરુચિને થાબડવાની તેને પરવા હોતી નથી.

## 'એકેડેમી'ની આવશ્યકતા

પૂર્વકાળમાં રંગભૂમિને રાજાઓનું તથા ધનવાનોનું જેવું ઉત્તેજન હતું, તેવું ઉત્તેજન આજે નથી રહ્યું, પણ કલાપોષક જાહેર સંસ્થાઓનો ટેકો રંગભૂમિની પાછળ હોય તો પૂર્વકાલના એ ઉત્તેજન પીઠબળની ગરજ તો સારી શકે અને તેના કલાતત્ત્વને દૂષિત થવાની ફરજ ન પડે.

આ વિચારસરણી એક એવી રંગભૂમિની 'એકેડેમી' ની આવશ્યકતા સૂચવે છે કે જે સંસ્થા રંગભૂમિને જનતાની સાંસ્કારિક દૃષ્ટિએ ઉન્નત કરવામાં દિશાસૂચક બને.

એ સંસ્થાને માટે એક સ્વતંત્ર નાટ્યગૃહ, પણ હોવું જોઈએ કે જેનો નિભાવ નાટકની કમાણીમાથી જ કરવાની જરૂર ન રહે અને કલાને એવી પરવશતા અનુભવવી ન પડે.

એ પ્રકારે રંગભૂમિને આદર્શ પૂરો પાડે એવી સંસ્થા આજે ગુજરાતમાં નથી, પણ તેની પૂરી આવશ્યકતા છે.

## રંગભૂમિ પરિષદ

આજે નાટકો અને બોલપટો જનતાનાં મનને કેફી તાડી પૂરી પાડી રહ્યાં છે એવો એક આરોપ તાજેતરમાં એક વિદ્વાને મૂક્યો છે, તે આરોપમાંથી રંગભૂમિને મુક્ત કરવાની જરૂર છે. રંગભૂમિને પોતાને માટે તેમજ જનતાની રસવૃત્તિને ઉન્નત બનાવવાને માટે તેમ કરવાની જરૂર છે.

આ જરૂરિયાત 'રંગભૂમિ પરિષદ' કેટલે અંશે પૂરી પાડશે તે અત્યારે કહેવું શક્ય નથી, પણ રંગભૂમિમાં રસ લેતા રસિકોના મનમાં એ જરૂરિયાત ઠસવા પામશે તોપણ તે નાનોસૂનો લાભ નથી. નિશ્ચયના બીજમાંથી વૃક્ષ ઉગે છે અને વૃક્ષને ફળ પણ બેસે છે.*

---

* રંગભૂમિ પરિષદની બેઠક પહેલા 'જન્મભૂમિ'માં પ્રથમ પ્રગટ થયેલો લેખ.

ગુજરાત રંગભૂમિ પરિષદ ( અમદાવાદ )ના
ઉપક્રમથી યોજાયેલ

પ્રથમ

# રંગરંજન

૯-૧૨-૩૯ શનિ ૧૦-૧૨-૩૯ રવિ

## કાર્યક્રમ

### પહેલો દિવસ • તા. ૯-૧૨-૩૯

નૃત્ય-સંગીત-ગરબા

૧ વૃંદવાદન
૨ મેનાં ગુર્જરી
૩ ગરબો (આવ રે આવ)
૪ કીર્તનનૃત્ય
૫ મેઘ-વીજળી
૬ ગરબો (આજે અષાઢનાં)
૭ ટીપણી
૮ રાધામાન
૯ ગરબો (ગુલાલવહુ)
૧૦ હોરી
૧૧ ગરબો (સરોવરિયુ)
૧૨ મયર્ણલ્લા
૧૩ ગાંધર્વનૃત્ય
વંદેમાતરમ્

### બીજો દિવસ • તા. ૧૦-૧૨-૩૯

ચાર એકાંકી નાટકો

૧ દુર્ગા
૨ દેડકાંની પાંચશેરી
૩ ગૃહશાંતિ
૪ ભગવદ્ - અજ્જુકીયમ્

નૃત્યવિધાન : આચાર્ય ઠાકુર કુમુદબંધુ સિંહ
સંગીતવિધાન : શ્રી. શંકરરાવ વ્યાસ

નેપથ્યવિધાન

સર ચીનુભાઈ • કનુ દેસાઇ

★

## પહેલો દિવસ • ૯-૧૨-૩૯

## (૧) વૃંદવાદન

## (૨) મેનાં ગુર્જરી

મેનાં : શકુંતલા
રૂપાં, શોભા : વસુમતી, સૌદામિની
બાદશાહ : ઉમા
હીરાજી : પીયૂષ

(જૂની લોકકથાને આધારે રચાયેલા શ્રી. રસિકલાલ છો. પરીખના નાટક 'મેનાં ગુર્જરી'માંથી પ્રસંગો લઈને ચાર દૃશ્યમાં આ નૃત્ય યોજ્યું છે; એની રજા આપવા માટે અમે એમના ઋણી છીએ.)

દૃશ્ય પહેલું

કૂવાને કાંઠે ગુર્જરીઓ પાણી ભરે છે. પાસે કૂલોથી લળી જતો મોગરો છે. ફૂલ વીણતી ગુર્જરીઓ ગાય છે:

કૂવાને કાંઠે રે કે મોગરો ઊગ્યો વાલમિયા
મોગરો લળી લળી જાય કે મોગરો લે રે વાલમિયા
સોના વાટકડી રે કે કેસર ઘોળ્યાં વાલમિયાં
ઊગ્યો રંગનો છોડ રંગમાં રોળ્યાં વાલમિયાં...

મેનાં અને એની સખીઓ, બાદશાહી છાવણીએ પાસે પડાવ નાખ્યો છે-એ વાત સાંભળે છે અને એ જોવા જવાનો નિર્ણય કરે છે.

દૃશ્ય બીજું

મેનાં અને તેની સરખી સહિયરો મહી વેચવાને બહાને છાવણી જોવા નીકળી પડી છે. દરેકને માથે મહીની મટુકી છે. મેનાં ગુર્જરીને માથે લાલ મટુકી છે. આંબાવાડિયામાં આવી તેઓ મટુકીઓ ઉતારે છે અને

ઊગ્યો ગુરજર દેશ, જાણુ કે ગુજરી પૂજજો રે લોલ
જાણે કેસરિયાં છે વાન, કે ગુજરી પૂજજો રે લોલ
એ તો ગુરજર કેરો વીર, કે ગુજરી પૂજજો રે લોલ
પહેર્યાં કેસરિયાં રણધીર કે ગુજરી પૂજજો રે લોલ

ગાય છે અને નૃત્ય કરે છે.

અચાનક મેનાં આ આનંદનૃત્ય અધૂરું મૂકી દે છે ને પોતે સખીઓ સાથે છાવણી જોવા જવાની ના પાડે છે, કારણ કે પોતે કટારી અને સતની દાબડી (ઝેરની દાબડી) ભૂલી ગયેલી હોય છે. મેનાંના કહેવાથી સખીઓ

મહીની ત્રણે મટુકીઓ લઇને છાનથી જોવા જાય છે અને મેનાં આબાવાડિયામા વાટ જોતી એકલી બેસે છે. એટલામા મેનાની લાય મટુકી લઈને બાદશાહ ત્યા આવે છે મેના વસ્તુસ્થિતિ સમજી જાય છે અને શાંત ને ભ ય થાય છે બાદશાહ તેને લલચાવે છે, પણ મેના એને તિરસ્કારે છે, જોકે પોતે અત્યારે એકલી છે, છતા નવ લાખ ગુર્જરી પોતાની સાથે છે એવા આત્મવિશ્વાસથી તે દુશ્મનને જવાબ વાળે છે પણ છેવટે બાદશાહ એને ઉપાડી જાય છે

o

દ્રશ્ય ત્રીજું

આ ખબર જ્યારે મેનાના દિયર હોગજીને પડે છે ત્યાર એ બાદશાહ સામે ચડે છે ને તેને હરાવી મેનાને પાછી મેળવે છે

દ્રશ્ય ચોથુ

પણ જે તેજસ્વિતા દુશ્મનોના દળમા પ્રકાશી રહી એ તેજસ્વિતા સામાજિક શૃખના સામે ટકી ન શકી

પાછી આવેલી મેનાને સૌ નકારે છે મેનાને સત ચડે છે જોગણીઓનું દિવ્ય નૃત્ય જોઇ સૌ સ્તબ્ધ બની જાય છે અને મેના,

'ત્યાથી ગુજરી ચાલિયાં ને ગયા તે પાવાગઢ રે
કે જાવા તે ગઢમા અલોપ હો ગઇ,
મહાકાળી કહેવાય રે

## (૩) ગરબો

આ વ રે આ વ,
દખિણના વાયરા !
ઉ ત રી ઝુ લા વ,
દખિણના વાયરા !
વર્ષાએ વાત કરી નમી નમી કાનમાં,
રજનીએ આંખ મીંચી કાળા વિતાનમાં,
ડોલે હૈયાનું નાવ
મારે અગ અગ કેસરના પુજ લળે માનમા
એના પીળા સજાવ,
દખિણના વાયરા !
ઉ ત રી ઝ લા વ

વનવન વાયરા વાત સંભળાવ:
"કેતકીની ફાટ ફાટ કાયઃ
એનું અંતર ઊભરાય!
કોઈ આવો એ આજ અણમૂલ વેચાય!
કોઈ કહેશો ત્યાં કેશરના પુંજ વેરાય!
જેને જોવે છે જાવ!"
દખ્ખિણના વાયરા!
ઉ ત્તા રી મુ લા વ
દખ્ખિણના વાયરા!
મને કોઈ લઈ જાવ,
દખ્ખિણના વાયરા!
એકલ પરમાણું વહી ધરતી તળાવ,
કોઈ એકલ? ઓ વાયરા! પૂછજે સવાલ:
એકલતા હોય ત્યાં કેશર વર્ષાવ;
અને સઘળે ફેલાવ,
દખ્ખિણના વાયરા!
ઉ ત્ત રી મુ લા વ,
દખ્ખિણના વાયરા!

કૃષ્ણલાલ શ્રીધરાણી

## (૪) કીર્તન

ઉમા

ચિરંતન કૌમાર્યને વરેલી બાલિકા કૃષ્ણભક્તિમાં લીન બની નૃત્ય કરી રહી છે અને અંતરની ભક્તિથી રંગાયેલાં હોય તેમ, મધુર મંજીરાં વડે, પોતાના અંતરને વ્યક્ત કરતી, વધારે ને વધારે વિનમ્ર બની, એ રસમાં લીન થતી જાય છે.

❋

## (૫) મેઘ અને વીજળી

મેઘ : પીયૂષ     વીજળી : સૌદામિની

આકાશને છાઈ દેતો મેઘ આવે છે અને પોતાના રંગથી આકાશને રંગી દે છે. પછી એકરંગી જીવનને રૂપેરી રેખાથી ભરી દેતી વીજળી પોતાનો લાક્ષણિક વેગ અને ચંચળતા દર્શાવતી આવે છે.

પ્રકૃતિનાં આ બંને તત્ત્વો જુદુંજુદું નૃત્ય કરે છે ને આકાશને સુશોભિત બનાવે છે. પણ એ બંને તત્ત્વો જ્યારે એક થઇને નૃત્ય કરે છે ત્યારે જ જીવનમાંગલ્ય ઘડતા નર અને નારીના એકતાલી યુગલની પેઠે—તેઓ વધુ ભવ્ય અને સુંદર લાગે છે.

## (૬) ગરબો

આજે અષાઢના ઘેરા આકાશમાં
વાદળી ઘૂમે ને પેલી વીજળી રૂમે.
વીજળી હસે ને પેલી વાદળી લસે
વર્ષાના આજ ગાજે ઘેરા ઘમકાર
વીજળીના આજ કેવા ચમકે ચમકાર.... આજે૦
ટહુકી ટહુકીને પેલી ચાલી ગઇ કોકિલા
ગર્જન્તા આવ્યા છે ઘનઘોર મેહુલા
તારાના લાખ લાખ છૂપ્યા ટમકાર
વીજળીના ઠેર ઠેર ચમકે ચમકાર..... આજે૦
ચમકે છે વીજ મારું ચિત્તડું યે ચમકે
રમકે છે મેઘ મારું અંતરિયું રમકે
ગાંડા બને છે મારા નૂપુર ઝણકાર
ઝણઝણતા જીવનની ઝંખનાના તાર.... આજે૦
નમણી આંખોમાં આજ ચમકે છે વીજળી
હૈયાથી છલી છલી જાય એક વાદળી
ઝીલો ઝીલો રે એની ધોધમાર ધાર
હસહસતો રેલાવો જીવન પગથાર.... આજે૦

'સુન્દરમ્'

## (૭) ટીપણી

જુવતીઓઃ શકુંતલા, વસુમતી, સૌદામિની જુવાનોઃ પીયૂષ, ઉમા, સુધાકર

જીવનસંગ્રામમાંનાં સંસ્મરણોમાંથી વિનોદ લેવાની સાહજિક વૃત્તિથી પ્રેરાઇને ત્રણ મજૂર સ્ત્રીઓ રોડાં ભાંગતી ગાઈ રહી છે :

મેં'દી મોહું ચાડ લાલ, મેં'દી લેવા ગ્યો તો રે
મારી હાહુએ ઘમ કીધું વહુ, રોહાને ખાવા આલ્ય રે,
હું ભોળી ઘમ ઘમ લાલ, રોહાને પાહું મેલ્ય લાલ-મેંદી લેવા૦

...ણ જુવાનો...પણ ટૂંબા મારતા ત્યાં ઊભા છે. પછી એ જ વૃત્તિના

પ્રતિબિંબ જેવુ તેમનું નૃત્ય ચાલે છે, અને જુવાન–જુવતીની સૌથી મનોહ.. જીવનકલા—દંશ વિનાની પ્રતિસ્પર્ધા—શરૂ થાય છે. જુવતીવૃંદ જે દ , દેખાડે છે તેનાથી અધિક જુવાનો પણ કરી બતાવે છે. એક જુવતી પોતાના સાથીને ગાલ પર વિનોદભરી લપાટ પણ લગાવે છે. અને એ મનોહર સ્પર્ધામાથી અતે જે ફલિત થાય—એક અખંડ અને રસપૂ, વૃંદનૃત્ય—તે શરૂ થાય છે જુવાનો અને જુવતીઓ એક તાલે નૃત્ય કરે ; કદાચ એમ દર્શાવવા કે પ્રેમમાથી જન્મેલી સ્પર્ધા જ નવજીવનને તાલમ ને સુસગત કરી શકશે.

## વિરામ

## (૮) રાધામાન

રાધા • શકુતલા કૃષ્ણ : ઉમા

લલિતા, વૃદા : વસુમતી, સૌદામિની

આપણા માનસમા ને વાતાવરણમા રાધાનું નામ જે સુદરતા જગા છે તે સુન્દરતાને પ્રથમ જગાડવા માટે કૃષ્ણ આવે છે ને પોતાની પેલી પ્રિ બસીના મધુર નાદ મૂકી ચાલ્યો જાય છે.

એ સુદર મધુર સ્મૃતિનો આનંદ ધરની રાધા પોતાનું જીવનઉલ્લાસ નૃત્ય કરે છે, પુષ્પો વીણે છે અને અંગે અંગને—કાન, કેશ તથા કઠ શૃગાર વડે સુદર બનાવે છે કૃષ્ણના આવવાની પ્રતીક્ષા કરતી બેઠી છે અને એના પદરવના ને બસીના અવાજના ભણકારા એને સંભળાય છે

પણ કૃષ્ણ આવતો નથી રાત્રિ એમ ને એમ ચાલી જાય છે. નિગશ અને રોષથી માનભંગ થયેલી રાધા પુષ્પનાં આભૂષણ ઉતારી નાખે છે પણ આનદ અને શોકની સરિતાઓ જીવનમા કેટલી નિકટવર્તી છે એ દર્શાવવા માટે જાણે હોય તેમ, કૃષ્ણની પેલી ગજબની મધુર વેણુ વાગે ; અને નીરવ શાંતિમા થઈને એના રસળતા સ્વરો ચાલ્યા આવે છે.

પછી કૃષ્ણ રાધાને મનાવવા આવે છે. સખીઓ—લલિતા અને વૃદા એને કહે છે કે રાધા માનભગથી રોષે ભરાઈ છે. કૃષ્ણ એને મનાવવા યત્ન કરે છે પણ એની પેલી મધુર બસીએ અને એની પ્રતીક્ષાએ તેને જે રી શોકાતુર બનાવી છે એ પોતે ભૂલી શકતી ન હોય તેમ રાધા માન કરે અને કૃષ્ણ પ્રત્યે દુર્લક્ષ કરે છે છેવટે લલિતા તથા વૃદા તેને છોડવા આમ છે, પરતુ તેથી પણ આ માનિનીને સંતોષ થતો નથી. દાક્ષિણ્યકુશ માનિની પાસ પોતાની જાત અર્પણ કરે છે અને રાધાના ચહેરા પ્રસન્નતા આવે છે.

અને બને રાધા અને કૃષ્ણ મટી, રાધાકૃષ્ણ થઈ, નૃત્ય કરે છે.

## (૯) ગરબો

ફાગણને ફાગે ઘેરી, ગુલાલવહુ:
    ફાગણને ફાગે ઘેરી રે લોલ.
બેઠી વસંત રંગ રેલી ગુલાલવહુ:
    બેઠી વસંત રંગ રેલી રે લોલ.
આંબે તે મંજરી મ્હોરી ગુલાલવહુ;
    આંબે તે મંજરી મ્હોરી રે લોલ.
ફૂલે તે ફોરમ ફોરી ગુલાલવહુ;
    ફૂલે તે ફોરમ ફોરી રે લોલ
ઊડે ઊડે કોયલ બોલી ગુલાલવહુ;
    ઊડે ઊડે કોયલ બોલી રે લોલ.
ડાળે ડાળે વસંત ડોલી ગુલાલવહુ;
    ડાળે ડાળે વસંત ડોલી રે લોલ.
જીવનવસંત તેની મ્હોરી ગુલાલવહુ;
    જીવનવસંત તેની મ્હોરી રે લોલ.
રંગે રમો ફાગ હોરી ગુલાલવહુ;
    રંગે રમો ફાગ હોરી રે લોલ

'ઇ'

## (૧૦) ફાગ-હોરી-નૃત્ય

ઘેરૈયા

આચાર્ય ઠાકુર કુમુદબંધુ સિંહ, સુધાકર, પીયૂષ, વસુમતી, ઉમા,
શકુન્તલા, સૌદામિની, વસુમતી પરીખ

વનવન જગાડતી વસંતની જેમ, એક વૃદ્ધ તરફ સૌને જીવનવસંતનો સ્પર્શ કરી જતી હોરીનો સમય છે. રમતી નાચતી કૂદતી ધનગનની ઘેરૈયાની ટોળી આવે છે. એકબીજા પર ગુલાલ ઉડાડી મહોત્સવનો પ્રારંભ કરે છે. જૂના ખોખડધજ વૃક્ષને વસંતાગમને નવી કૂંપળ ફૂટે તેમ, વૃદ્ધના મૃદંગમાંથી પણ નવજીવનના આગમનનો મધુર મધુર સરોદ બોલી રહે છે. એટલામાં બીજી બાજૂથી રમમૂર્તિઓ જેવી આનંદમસ્ત બનેલી યુવતીઓ આ. એમાં સામેલ થાય છે. ભરીભર આનંદ—કેવળ આનંદની ખાતર આનં

પ્રતિબિંબ જેવું તેમનું નૃત્ય ચાલે છે, અને જુવાન-જુવતીની સૌથી મનોહર જીવનકલા—દેશ વિનાની પ્રતિસ્પર્ધા—શરૂ થાય છે. જુવતીવૃંદ જે કરી દેખાડે છે તેનાથી અધિક જુવાનો પણ કરી બતાવે છે. એક જુવતી તો પોતાના સાથીને ગાલ પર વિનોદભરી લપાટ પણ લગાવે છે. અને એવી મનોહર સ્પર્ધામાંથી અંતે જે ફલિત થાય—એક અખંડ અને રસપૂર્ણ વૃંદનૃત્ય—તે શરૂ થાય છે. જુવાનો અને જુવતીઓ એક તાલે નૃત્ય કરે છે: કદાચ એમ દર્શાવવા કે પ્રેમમાંથી જન્મેલી સ્પર્ધા જ નવજીવનને તાલમય ને સુસંગત કરી શકશે.

## વિરામ

## (૮) રાધામાન

રાધા : શકુંતલા કૃષ્ણ : હેમા

લલિતા, વૃંદા : વસુમતી, સૌદામિની

આપણા માનસમાં ને વાતાવરણમાં રાધાનું નામ જે સુંદરતા જગાડે છે તે સુંદરતાને પ્રથમ જગાડવા માટે કૃષ્ણ આવે છે ને પોતાની પેલી પ્રિય બંસીના મધુર નાદ મૂકી ચાલ્યો જાય છે.

એ સુંદર મધુર સ્મૃતિનો આનંદ ધરતી રાધા પોતાનું જીવનઉલ્લાસી નૃત્ય કરે છે, પુષ્પો વીણે છે અને અંગે અંગને—કાન, કેશ તથા કંઠને શૃંગાર વડે સુંદર બનાવે છે. કૃષ્ણના આવવાની પ્રતીક્ષા કરતી બેઠી છે. અને એના પદરવના ને બંસીના અવાજના ભણકારા એને સંભળાય છે.

પણ કૃષ્ણ આવતો નથી. રાત્રિ એમ ને એમ ચાલી જાય છે. નિરાશા અને રોષથી માનભંગ થયેલી રાધા પુષ્પનાં આભૂષણ ઉતારી નાખે છે. પણ, આનંદ અને શોકની સરિતાઓ જીવનમાં કેટલી નિકટવર્તી છે એ દર્શાવવા માટે જાણે હોય તેમ, કૃષ્ણની પેલી ગજબની મધુર વેણુ વાગે છે અને નીરવ શાંતિમાં થઈને એના રસળતા સ્વરો ચાલ્યા આવે છે.

પછી કૃષ્ણ રાધાને મનાવવા આવે છે. સખીઓ—લલિતા અને વૃંદા—એને કહે છે કે રાધા માનભંગથી રોષે ભરાઈ છે. કૃષ્ણ એને મનાવવા યત્ન કરે છે. પણ એની પેલી મધુર બંસીએ અને એની પ્રતીક્ષાએ તેને જે રીતે શોકાતુર બનાવી છે એ પોતે ભૂલી શકતી ન હોય તેમ રાધા માન કરે છે અને કૃષ્ણ પ્રત્યે દુર્લક્ષ કરે છે. છેવટે લલિતા તથા વૃંદા તેને છોડવા આગ્રહ કરે છે, પરંતુ તેથી પણ આ માનિનીને સંતોષ થતો નથી. દાક્ષિણ્યકુશળ કૃષ્ણ માનિની પાસે પોતાની જાત અર્પણ કરે છે અને રાધાના ચહેરા પર ફરી પ્રસન્નતા આવે છે.

અને બન્ને રાધા અને કૃષ્ણ મટી, રાધાકૃષ્ણ થઈ, નૃત્ય કરે છે.

## (૯) ગરબો

ફાગણને ફાગે ઘેરી, ગુલાલવહુ;
　　ફાગણને ફાગે ઘેરી રે લોલ.
બેઠી વસંત રંગ રેલી ગુલાલવહુ;
　　બેઠી વસંત રંગ રેલી રે લોલ.
આંબે તે મંજરી મ્હોરી ગુલાલવહુ;
　　આંબે તે મંજરી મ્હોરી રે લોલ.
ફૂલે તે ફોરમ ફોરી ગુલાલવહુ;
　　ફૂલે તે ફોરમ ફોરી રે લોલ
ઊડે ઊડે કોયલ બોલી ગુલાલવહુ;
　　ઊડે ઊડે કોયલ બોલી રે લોલ
ડાળે ડાળે વસંત ડોલી ગુલાલવહુ;
　　ડાળે ડાળે વસંત ડોલી રે લોલ.
જીવનવસંત તેવી મ્હોરી ગુલાલવહુ;
　　જીવનવસંત તેવી મ્હોરી રે લોલ.
રંગે રમો ફાગ હોરી ગુલાલવહુ;
　　રંગે રમો ફાગ હોરી રે લોલ
'હ'

## (૧૦) ફાગ-હોરી-નૃત્ય

ઘેરૈયા

આચાર્ય ઠાકુર કુમુદબંધુ સિંહ, સુધાકર, પીયૂષ, વસુમતી, ક્ષમા,
શકુન્તલા, સૌદામિની, વસુમતી પરીખ

વનવન જગાડતી વસંતની જેમ, એક વૃદ્ધ તરુણ સૌને જીવનવસંતનો સ્પર્શ કરી જતી હોરીનો સમય છે. રમતી નાચતી કૂદતી થનગનતી ઘેરૈયાની ટોળી આવે છે. એકબીજા પર ગુલાલ ઉડાડી મહોત્સવનો પ્રારંભ કરે છે. જૂના ખોખડધજ વૃક્ષને વસંતાગમને નવી કૂંપળ ફૂટે તેમ, વૃદ્ધના મૃદંગમાંથી પણ નવજીવનના આગમનનો મધુર મધુર સરોદ બોલી રહે છે. એટલામાં બીજી બાજૂથી રસમૂર્તિઓ જેવી આનંદમસ્ત બનેલી યુવતીઓ આવીને એમાં સામેલ થાય છે. ખરીખર આનંદ—કેવળ આનંદની ખાતર આનંદ—નું

## બીજો દિવસ તા. ૧૦-૧૨-૩૯

### ચાર એકાંકી નાટકો

**નેપથ્યવિધાન**

જયન્તીલાલ દલાલ • કનુ દેસાઈ

### (૧) દુર્ગા

(શ્રી ઉમાશંકર જોષી કૃત)

ગૃહસ્થાશ્રમમાં બ્રહ્મચર્ય પાળવાના આગ્રહી એક આદર્શવાદીની પત્નીની સંતતિની એષણા વ્યક્ત કરતી નાટિકા.

---

### (૨) ભગવદ્દ–અજ્જુકીયમ્

કોઈ અકસ્માતે એક બૌદ્ધ શ્રમણ અને એક સામાન્યાના આત્માઓનો અદલાબદલો થઈ જવાથી ઊપજતા ગોટાળાનું, શ્રમણજીવન ઉપર કટાક્ષ કરતું પ્રહસન—સાતમા સૈકાના બૌદ્ધાયન નામના કવિના લખેલા સંસ્કૃત નાટક ઉપરથી.

**વિરામ**

### (૩) ગૃહશાંતિ

ઉડાઉ પત્નીના પતિ એક નિષ્ફળ લેખકે ગૃહકંકાસમાં શાંતિ આણવા માટે અજમાવેલી સફળ યુક્તિ દર્શાવતી એક નાટિકા.

### (૪) દેડકાંની પાંચશેરી

(શ્રી. ચન્દ્રવદન મહેતા કૃત)

પાંચ શેર દેડકાં કૂદાકૂદ વિના સ્થિર રહી જોખાઈ શકે તો પાંચ સાક્ષરો ઝગડયા વિના એક સાથે રહી શકે એ નવું સત્ય સ્થાપિત કરતું, સાહિત્યક્ષેત્રમાં ચાલી રહેલી સાઠમારીનો, એ સાક્ષરોની જ ભાષા, અવાજ અને અભિનયમાં ખ્યાલ આપતું પ્રહસન.

---

# ચાર એકાંકી નાટકોનો
## સાર
## ૧ – દુર્ગા

લેખક : શ્રી ઉમાશંકર જોષી, તેમના નાટકસંગ્રહ 'સાપના ભારા'માંથી

પાત્રો

દુર્ગા : નિઃસંતાન ગૃહિણી હરનાથ : દુર્ગાનો પતિ

બિહારી : બંનેનો ઓળખીતો

### સાર

"......ઓછામાં ઓછા, ત્રણ જ, આમાં પાત્રો છે. હરનાથ બ્રહ્મચર્ય પાળવાના અત્યાગ્રહવાળો, આદર્શ માટે સર્વસ્વ હોમવા તૈયાર, જેલ જઈ આવેલો વાર્તાનો નાયક છે. તેની પત્ની બધામાં તેની સાથે ગમે તેવું સહવા તૈયાર છે. માત્ર પુત્રવતી થવાને તેની નૈસર્ગિક ઈચ્છા તે રોકી શકતી નથી. 'એક જ દે ચિનગારી'ની પંક્તિ તે પોતાની ઈચ્છા પૂર્ણ થવા માટે ગાય છે એ જોતાં ખરેખર માણસજાત માટે ઊંડા વિષાદમાં ઊતરી જવાય છે, પણ ત્યારે પણ તેનો પતિ તો 'આવો ભયંકર અર્થ તું ગીતમાં વણી શકે છે તે જોઈ હું કાંપુ છું. બિચારો એનો પ્રથમ ગાનાર પણ જાણે તો થથરી ઊઠે!' કહી એક વધુ આઘાત આપે છે વચમાં કહેવાનું મન થઈ જાય છે, 'કંઈ થથરી ન ઊઠે!' જગતમાં ચાલતી જીવનની સંતતિનો—સાતત્યનો—એ મહાનલની ચિનગારી વિના બીજી કઈ રીતે ખુલાસો થઈ શકવાનો હતો? પણ સ્વોન્નતિનું આગ્રહી મન બીજાનું દૃષ્ટિબિંદુ સમજી શકતું નથી......

આજે જ નાટકને દિવસે જ હરનાથનો એક જૂનો મિત્ર બિહારી જેની પહેલાં દુર્ગા સાથે સગાઈ થઈ હતી તે મહેમાન આવેલો છે, અને દુર્ગા, બિહારી કરતાં પણ પોતાની વાસનાથી વધારે ડરતી, હરનાથને સવારમાં ફરવા જવા ના પાડે છે, પણ સિદ્ધાન્ત પર હરનાથ તો ફરવા જાય જ છે. બિહારીનું જીવન કંઈક હરનાથથી ઊલટી જ દિશાએ ચાલતું હતું અને એકાંત મળતાં દુર્ગા અને બિહારી પોતપોતાના જીવનની દિશાઓ સરખાવે છે.

"......પણ બન્ને પોતાના ગજા બહારની વાતો કરે છે. ત્યાં ત્રીજું જ બને છે. હરનાથને રસ્તામાંથી કોઈ પરિત્યક્ત બાળક જડે છે તેને લઈને તે આવે છે અને તે પ્રભુએ જ દુર્ગા માટે આપ્યું હોય એવી ગેબી વાણી ભાખે છે. દુર્ગા બાળકને સ્વીકારે છે કે નહિ એ તો એક બાજૂ રહ્યું પણ તેણે બિહારી તરફ બતાવેલી નબળાઈનો એકદમ પ્રત્યાઘાત થાય છે અને તે ફરી જૂના સંકલ્પના આવેશથી હરનાથના પગમાં ઢગલો થઈ પડે છે. ત્યારે થાય છે કે માણસ તે કેવું વિચિત્ર પ્રાણી છે."

શ્રી. રામનારાયણ પાઠક

('સાપના ભારા'ની પ્રસ્તાવનામાંથી)

## ૨ – ગૃહશાંતિ

અનુવાદક–શ્રી. ઉમાશંકર જોષી, પ્રખ્યાત ફ્રેંચ નાટ્યકાર Courtiline કૃત Peace at Home નામક એકાંકી નાટકનો અનુવાદ

પાત્રો

મનમોહન : એક લેખક
સુકેશી : તેની પત્ની

### સાર

*** મનમોહન એક લેખક છે: લેખક તરીકે તેમ જ કમાનાર તરીકે કાંઈ બહુ સફળ થયો હોય તેમ લાગતું નથી. ઘર આગળ પણ ખાસ સુખ હજી સુધી એને મળ્યું હોય તેમ પણ દેખાતું નથી, છતાં સુખી થવાની તેની ઇચ્છા બહુ પ્રબળ છે. બહાર દુનિયામાં મળેલી નિષ્ફળતાઓ કે અધકચરી સફળતાઓનો દાઝેલો જીવ ઘર આગળ શાંતિ શોધતો આવે છે. ત્યાંએ એને શાંતિ મળતી નથી. એણે મારકૂટનો સ્વામિસુલભ હક્ક બજાવ્યો નથી એમ નહિ, તેમ જ સમજાવટથી પણ કામ લેવાનું એ ચૂક્યો નથી. છેવટે એણે એક નવો જ તુક્કો ઉઠાવ્યો છે. માસિક ખર્ચના રૂા. છપ્પં પંચોતેર ૧ લી તારીખે આપવાના હતા તેમાંથી રૂ. ૨૦) વીસ, પત્નીએ ગયા મહિના દરમિયાન કરેલા ગુનાઓ બદલ એણે દંડના કાપી લીધા. પત્ની આપઘાતની, પીયર ચાલી જવાની ધમકીઓ આપે છે, તેમ કરવા પ્રયત્ન પણ કરે છે; પણ છેવટે પોતાનો આટલો વખત જતો કરવા પતિને વીનવે છે; કેમકે પોતે પતિની બનાવટી સહી કરીને રૂ. ૨૦) વીસનો એક આપી બેઠી છે. એણે ઠંડે પેટે કરેલો આ એકરાર અને "એમાં બહુ મોટી વાત થઈ ગઈ" એ શબ્દો સાંભળીને પત્નીની નિર્દોષતા અને સરળતાથી મનમોહનના હાથ હેઠા પડે છે, અને બન્ને વચ્ચે માંડવાળ થઈ જાય છે. અહીં નાટક સામાન્ય 'ફારસ'માંથી નીકળી ઉચ્ચ કાવ્યની કોટિએ પહોંચે છે. આપણે ઇચ્છીએ છીએ કે મનમોહનના છેલ્લા શબ્દો એની અધૂરી વાર્તાને અંગે અને નહિ કે એના અંગત કૌટુંબિક જીવનને લગતા હોય.

ખાસ સૂચના: शून्य मनोहारि च दुर्लभं शिरः એટલે કે 'બુદ્ધિહીન છતાં 'મનોહર'એવું મસ્તક' પણ કર્યાં છે? અસલમાં એ ઠેકાણે 'બુદ્ધિહીન 'પણ દેખાવડું મસ્તક''એ મતલબની ગ્રીક કહેવત છે. ***

## ૩ — ભગવદજ્જુકીય

**અનુવાદક–શ્રી. સુંદરમ્, ૭ મી ૮ મી સદીના દક્ષિણી કવિ બોધાયન કૃત ભગવદજ્જુકીયમ્ નામક પ્રહસનનો અનુવાદ**

**પાત્રો**

પરિવ્રાજક : બૌદ્ધ ભિક્ષુ
શાણ્ડિલ્ય : એનો શિષ્ય
ગણિકા : વસંતસેના
રામિલક : ગણિકાનો પ્રેમી
યમપુરુષ, ચેટીઓ, માતા, વૈદ્ય વગેરે

**સાર**

*** શાંડિલ્ય પૂર્વે બૌદ્ધ શ્રમણક હતો. એ પછી એ હિંદુ પરિવ્રાજકનો શિષ્ય થયેલો. એક વાર પરિવ્રાજક શાંડિલ્ય સાથે યોગની ચર્ચામાં પડયો. આ ચર્ચામાં બંને પડયા હતા, ત્યાં નિકટના ઉદ્યાનમાં પ્રવેશ કરતાં વસંતસેના નામની ગણિકા તેની બે ચેટીઓ સાથે બેઠેલી તેના એક યાર રામલિની રાહ જોતી બેઠેલી તે બંનેના જોવામાં આવી. શાંડિલ્યનું હૃદય એ ગણિકાને જોઈ વિહ્વળ બને છે, ત્યાં જ યમપુરુષે એક કાળસર્પરૂપે આવી ગણિકાને દંશ દીધો. બિચારી મરણશરણ થઈ. આ ટાંકણે પરિવ્રાજકે શિષ્ય ઉપર પોતાનો પ્રભાવ પાડવા પોતાની યૌગિક શક્તિનો આશ્રય કરી ગણિકાના મૃત દેહમાં પ્રવેશ કર્યો. અચાનક એ જાગૃતિમાં આવી અને પરિવ્રાજક જેમ બોલવા લાગી. તે પૂર્વે ચેટીઓના બોલાવવાથી ગણિકાની માતા અને ગણિકાનો યાર રામિલક આવ્યાં, તેમ જ પેલી ચેટીના બોલાવવાથી વૈદ્ય પણ આવ્યો; પણ જુએ છે તો ગણિકા જીવતી હતી યમપુરુષ આવી ગણિકાના પ્રાણ હરી ગયેલો, પણ યમરાજ પાસે જતાં તેને માલૂમ પડયું કે નામની ભૂલ થયેલી; બીજી જ વસંતસેનાના પ્રાણ હરાઈ ગયા. તે પાછો આવ્યો ત્યારે ગણિકા જીવતી જણાઈ. પણ તેના જાણવામાં આવ્યું કે પરિવ્રાજકના પ્રાણ ગણિકાના દેહમાં પેઠેલા છે, એટલે યમપુરુષે પરિવ્રાજકમાં ગણિકાના પ્રાણ પોતે બીજું કામ પતાવી આવે ત્યાંસુધી મૂકયા. પરિવ્રાજકમાં પ્રાણ આવ્યા અને ગણિકા તરીકે તે બોલવા લાગ્યો. બધાં આશ્ચર્યમુગ્ધ થઈ ગયાં, પણ આખરે કામ પતાવી યમપુરુષ આવ્યો અને પ્રાણનો અદલોબદલો કરી આપ્યો. બંનેમાં પોતાના પ્રાણ આવ્યા ને સૌ સ્વસ્થ થયાં. ***

## ૪ — દેડકાંની પાંચશેરી

લેખક-શ્રી ચંદ્રવદન મહેતા, તેમના "પ્રેમનું મોતી અને બીજાં નાટકો"માંથી થોડા ઉમેરા સાથે.

પાત્રો

ગુજરાતના જૂની અને વચલી
પેઢીના અગ્રગણ્ય સાક્ષરો :
નરસિંહરાવ, આનંદશંકર, કેશવલાલ,
બળવંતરાય, લલિતજી, નાનાલાલ,
ખબરદાર, વિજયરાય, (મુનશી,
રામનારાયણ અને ધૂમકેતુ)
ઉપરાંત સોહિની, મકરંદ
અને જ્ઞાનબાલને વેશે હોળૈયા

સાર

*** સુરતના એક પુરામા હોળીના હોળૈયાઓ હોળાનો લાગો ઉઘરાવે છે. ત્રણ હોળૈયા મકરંદ, જ્ઞાનબાલ અને સોહિનીનો સ્વાંગ સજી "સાક્ષર"ના સ્વરૂપ ઉપર વિજયરાયને ઓટલે બેસી ટીખળ કરે છે, ત્યાં વિજયરાયને ઘેર બિમાર વિજયરાયની ભાળ લેવા એક પછી એક સાક્ષરો આવે છે.

બીજા દશ્યમા વિજયરાયના પલંગ આજુબાજુ કોઇ સાક્ષર બેઠેલ છે, કોઇ ઊભેલો છે, તો કોઇ આટા મારે છે. વિજયરાયની તબિયતના સમાચાર પૂછવા તો એક જ બાજૂ રહ્યા, અને એ સૌ તો વાણીની સાઠમારી અને જીભાજોડીમાં પડી જાય છે. બેભાન વિજયરાય પોતાનું જ ગાય છે. એનો પ્રમાદ જાણે કે માઝા મૂકતો લાગે છે. ત્યાં મુનશી, ધૂમકેતુ અને રામનારાયણ પ્રવેશે છે. અહીંથી જીભાજોડી તેની ખરી રોનક પકડે છે. તે તે વિદ્વાનની પ્રકૃતિનાં રમૂજી સ્વરૂપ જોવાને હવે જ પ્રસંગ ઊભો થાય છે. આખરે વિજયરાયના છેલ્લા બોલના અનુસંધાનમાં એ સાક્ષરો જીભાજોડી કરી છૂટા પડે છે.

ત્રીજા દશ્યમાં ટીખળી હોળૈયાઓ વધુ મઝાક કરે છે, અને પ્રહસન એની શ્રેષ્ઠ કોટિએ પહોચી બળવંતરાયના "અપરસરચનાએ-માત્ર રાચે કપાતરૂ"ના બોલ સાથે અપરસની નિંદા કરી પૂરું થાય છે. ***

*

# ૪ -- દેડકાંની પાંચશેરી

લેખક–શ્રી ચંદ્રવદન મહેતા, તેમના "પ્રેમનું મોતી અને બીજાં નાટકો"માંથી થોડા ઉમેરા સાથે.

પાત્રો

ગુજરાતના જૂની અને વચલી
પેઢીના અગ્રગણ્ય સાક્ષરો :
નરસિંહરાવ, આનંદશંકર, કેશવલાલ,
બળવંતરાય, લલિતજી, નાનાલાલ,
ખબરદાર, વિજયરાય, (મુનશી,
રામનારાયણ અને ધૂમકેતુ)
ઉપરાંત સોહિની, મકરંદ
અને જ્ઞાનબાલને લેરી હોળૈયા

**સાર**

*** સુરતના એક પુરામાં હોળીના હોળૈયાઓ હોળીનો લાગો ઉઘરાવે છે. ત્રણ હોળૈયા મકરંદ, જ્ઞાનબાલ અને સોહિનીનો સ્વાંગ સજી "સાક્ષર"ના સ્વરૂપ ઉપર વિજયરાયને ઓટલે બેસી ટીખળ કરે છે, ત્યાં વિજયરાયને ઘેર બિમાર વિજયરાયની ભાળ લેવા એક પછી એક સાક્ષરો આવે છે.

બીજા દશ્યમાં વિજયરાયના પલંગ આજુબાજુ કોઈ સાક્ષર બેઠેલ છે, કોઈ ઊભેલો છે, તો કોઈ આંટા મારે છે. વિજયરાયની તબિયતના સમાચાર પૂછવા તો એક જ બાજુ રહ્યા, અને એ સૌ તો વાણીની સાઠમારી અને જીભાજોડીમાં પડી જાય છે. બેભાન વિજયરાય પોતાનું જ ગાય છે. એનો પ્રમાદ જાણે કે માઝા મૂકતો લાગે છે. ત્યાં મુનશી, ધૂમકેતુ અને રામનારાયણ પ્રવેશે છે. અહીંથી જીભાજોડી તેની ખરી રોનક પકડે છે. તે તે વિદ્વાનની પ્રકૃતિનાં રમૂજી સ્વરૂપ જોવાને હવે જ પ્રસંગ ઊભો થાય છે. આખરે વિજયરાયના છેલ્લા બોલના અનુસંધાનમાં એ સાક્ષરો જીભાજોડી કરી છૂટા પડે છે.

ત્રીજા દશ્યમાં ટીખળી હોળૈયાઓ વધુ મઝાક કરે છે, અને પ્રહસન એની શ્રેષ્ઠ કોટિએ પહોંચી બળવંતરાયના "અપરસરચનાએ-માત્ર રાચે કપાતરૂ"ના બોલ સાથે અપરસની નિંદા કરી પૂરું થાય છે. ***

